# (વાંચો) સચિત્ર ધાર્મીક પુસ્તકો.

નરસીંહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ (૧-૨)
સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રૌપદી સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કીં. ૦-૧૦-૦
રાજ કઠીઆરો ૧—૪-૦
રક્ષક કે ભક્ષક? ૦-૧૦-૦
સતિ સીતા સચીત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત ૦—૬-૦
સત્યનારાયણની કથા ૦-૬-૦
સદ્‌ગુણી ચારાંગના ૦-૧૦-૦
પુતળીમાંની જુદી
વાર્તા ૧-૧૦ ભાગ
: દરેકની કી. ૦-૮-૦
સચીત્ર ૦-૮-૦
શીકાર ૦-૧૦-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર ને તારા-
મતી સચિત્ર ૦-૧૦-૦
ચિતોડનો કરણ કીં. ૦-૮-૦
પ્રતાપી પ્રમિલા કીં. ૦-૮-૦
રૂષિરાજનાં પદ કીં. ૦-૮-૦
ચતુર સ્ત્રી વિલાસ ગરબાવળી
(લગનનાં ગીત સાથે) ૦-૮-૦
જુલ્મી જનેતા યાને પરિવર્તન
સચીત્ર ૦-૧૦-૦
હિંદુ સંસાર સચીત્ર ૦-૧૦-૦
જીવતી ચૂડેલ સચીત્ર ૦-૮-૦
રાજા હરિશ્ચન્દ્ર હરિગીતમાં
સચીત્ર ૦-૬-૦
મોડાણો ભાગ ૧-૨
સચીત્ર દરેકના ૦-૬-૦
પવિત્ર કુમાર સચીત્ર ૦-૧૦-૦
પારસમણી ૧૯૨ પાનાં ૦-૧૦-૦
,, મોટી ૨૫૬ પાનાં ૦-૧૦-૦
ભક્તશી[illegible] પાનાં ૧[illegible]
કી. ૦-૧૦-[illegible]
ઝેરી ઝવેરી ૦-૧૦-[illegible]
એકજ પૈસો કીં. ૦-૮-૦

॥ ॐ श्री ॥

# "વિષનો વરસાદ"

( એક દીલ કમ્પાવનારી વાર્તાઃ )

: લેખક :

' मंगल '

–તે–

શિવલાલ ત્રિભુવન-વાંટાવદરકર.

( ' રક્ષક કે ભક્ષક ? ' ' શોભના ' ' દયાની દેવી ' ' હિન્દુ સંસાર ' ' કોણ ચાલાક ? ' ' પરિવર્તન ' ઝેરી અત્તેરી ' ' એકજ પૈસો ' ' સવાશેરની શોધમાં ' ' વીરનું વેર ' ' જીવતી ચૂડેલ ' ' સમાજનો શિકાર ' ' ડીટેકટીવ કે દેવ ? ' ઇ૦ ના કર્તાઃ )

: પ્રકાશક :

રણછોડલાલ મોતીલાલ શાહ

રીચીરોડ—અમદાવાદ.

મૂલ્ય ૦-૧૦-૦

॥ ૐ શ્રી ॥

# વિષનો વરસાદ*

( એક દીલ કમ્પાવનારી વાર્તા: )

## પ્રકરણ પહેલું.

### દેરાણી-જેઠાણી !

તે નિરૂધમી હતો. આળસુ હતો. તેનું કંઇ કામ ન હતું. રંગ રાગ ઉડાવવાનું તેનું એક કામ હતું.

તેનું વદન ચન્દ્રમાના જેવું તેજસ્વી હતું, તેથી તેનું નામ ચંદ્રવદન પાડવામાં આવ્યું હતું. તેને એક જ્યેષ્ઠ ભાઇ હતો. જ્યેષ્ઠ ભાઇનું નામ રવિકાંત.

રવિકાંત કુંટુંબનું ગુજરાન ચલાવતો હતો. ચંદ્રવદન, તેને રોજગારમાં મદદ કરતો નહિ. તેના પ્રમાદશાસ્ત્રમાં કામ કરવાના કલમ ન હતી. બન્ને ભાઇ વચ્ચે અપૂર્વ મેળ હતો.

પણ રવિકાંતની સ્ત્રી ઇર્ષ્યાળુ હતી. 'ભાઇના સ્નેહ' માં કડવાશ ફેલાવવાના પ્રસંગો તે શોધ્યા કરતી હતી. તે રવિકાંતને વખતોવખત કહેતી:

( * આ વાર્તાના પાત્રો કલ્પીત જ લેવામાં આવ્યા છે. કોઇ જીવવંત-વ્યક્તિ ઉપરથી ઉપજાવી કાઢેલ નથી. —લેખક )

"ઘણા વખત સુધી સર્વેએ એક સાથે રહેવાથી, અનેક પ્રકારની મુશ્કેલી અને હાનિની ઉપસ્થિતિનો સંભવ છે, એક જ મનુષ્યની કમાણી પર ઘરના સઘળા મનુષ્યોનું ગુજરાન, એ ગૃહસ્થાશ્રમ કોઇ રીતે ઉચ્ચ કક્ષામાં આવી શકે જ નહિ. જે આનંદ, જે સરળતા જુદા રહેવામાં સમાયલાં છે, તે સાથે વસવામાં નથી જ."

રવિકાંતને, ગૃહિણીનો આ પ્રમાણેનો ઉપદેશ મળવો શરૂ જ રહ્યો, છતાં પણ રવિ, પોતાના ન્હાના ભાઇ પ્રતિ અસદ્‌ભાવ પ્રકાશ કરવાનું લેશ પણ ઉચિત સમજતો નહિ. ગમે તેમ હોય તો પણ 'સહોદર'—બન્ને એક જ માતાના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. બન્ને એક જ માતાનુ પયપાન કરીને પોષાયા હતા. અને એક જ માતાની લલિત ગોદમાં રમ્યા હતા. હજારો પ્રકારે, ગમે તેવું ઉલટુંસુલટું શિક્ષણ મળે, તથાપિ ઉભય બંધુઓ વચ્ચે તરતમાં તો કલેશનુ બીજ રોપાય એ તદ્દન અશક્ય જ હતું.

ગૃહસ્થાશ્રમમા વર્ત્તમાનકાળમાં કેટલેક સ્થળે ન અનુમાન કરી શકાય વા તો ન કલ્પી શકાય તેવી પ્રબળ છાયા પ્રસરી રહેલી દષ્ટિગોચર થાય છે, અને તે એક બંધુવર્ગ વચ્ચે ગમે તેવો—ન વર્ણવી શકાય તેવો દિવ્યપ્રેમ સજીવ હોય, કુટુંબ દરેક રીતે સલાહ, સંપ, અને સુખી રીતે વર્તતું હોય છતા પણ ઘરમાં વાડાવાડાની ભિન્ન ભિન્ન મતિની સ્ત્રીઓનું આવવું થતાં જ, તે ઘર, તે કુટુંબ, અને તે કુળ, ભલે શાંતિસ્થાન તરીકે ઓળખાતું હોય તો પણ તે ટુંક મુદતમાં જ એક કંકાસ-કલહની 'વખાર' તરીકે ફેરવાઇ જાય છે, અને ધીમે ધીમે સ્મશાનથી પણ વધારે શૂન્ય, વધારે ભયંકર, અને વધારે મલિન થઇ રહે છે. આ બીના ઘડીભર કદાચ નહિ પણ મનાય, પરંતુ ગૃહસ્થાશ્રમી વર્ગનાં હૃદય, આરપાર જોવાથી ઘણે ભાગે એનું

દેખવામાં આવશે કે એ બીના સત્ય જ છે. અને તેનું દુઃખદાયક કારણ સ્ત્રીઓને કેળવણી ન આપવાનું છે. કન્યાને ન્હાનપણથી જ લાયક શિક્ષિકા દ્વારા ગૃહિણીપદને યોગ્ય શિક્ષણ મળ્યું હોય, તો તે કન્યા ગૃહિણી થતાં સ્વગૃહસ્થાશ્રમ કલહ-કંકાસના રહેઠાણ તરીકે નહિ, પણ અમરાપુરીના દેવમંડળને પણ વિશ્રામ લેવાનું મન થાય તેવા ઉત્તમ અને અલૌકીક સ્વરૂપમાં લાવી શકે છે."

રવિકાંતની ગૃહિણીનું નામ અસૂયા હતું. નામ પ્રમાણેજ ગુણ હોય તેમાં શું આશ્ચર્ય! અનુદિન તે, પોતાના સ્વામિના કાન ભંભેર્યા કરતી. ચન્દ્રવદન કંઇ પણ કામ ન કરે, અને પોતાનો પતિ તન તોડયા કરે, અને પતિની આમદાનીમાં 'દીયરજી' લ્હેર માણે તે ઇર્ષ્યાળુ અસુયાની ઝેરીલી આંખો કેમ જોઇ શકે? ચન્દ્રવદનને જોતાંજ તે બળી મરતી. પણ તેનો પતિ રવિકાંત, તેના ઇર્ષ્યાળુ સ્વભાવને સમજતો હોવાથી, પોતાના ભાઇની સાથે, એક પત્નિને સંતોષવાની ખાતર, ઝેર કરવું-કુસંપ કરવો-એ તેને યોગ્ય લાગતું ન હતું.

ચંદ્રવદનની સ્ત્રીનું નામ સરલા હતું. ઘરનું કામકાજ સરલાજ કરતી.

* * * * *

એક દિવસે મધ્યાહ્ન સમયે મહોલ્લામાં રમકડાં વેચનાર ફેરીઓ રમકડાં વેચવા આવ્યો. ફેરીઆના શબ્દથી મહોલ્લાના સઘળાં છોકરાં તેની આસપાસ એકઠાં થઈ ગયાં. જેની પાસે પૈસા હતા, તેઓ તો ત્વરિત રમકડું પસંદ કરી ખરીદવા લાગ્યા. કોઇ માતા પાસે પૈસા લેવા દોડી ગયા. અને જેને માતા તરફથી પૈસા ન મળી શકે તેમ હતું તેવાંઓ તો "રમકડાં ખરાબ છે, ભાંગી જાય છે." એવું બોલી મન વાળવા લાગ્યા. આગ્રહ થતાં પણ જેની માતાએ રમકડું લઈ આપ્યું તે છોકરા ખુશીને લીધે નાચવા માંડયા. જેને ન લઈ આપ્યું

તે લઇ આપવાની જીક કરતાં રડવા લાગ્યા. એવી એવી ચેષ્ટાથી મહોલ્લો અરધી કલાકની દરમ્યાન તો શોર બકોરથી ગાજી ઉઠયો. રવિકાન્તની સ્ત્રી અસુયાએ પોતાના પુત્ર બિપિનને એક રમકડું લઇ આપ્યુ. પરન્તુ ચન્દ્રવદનનો પુત્ર કૃષ્ણ કે જે અસુયાની સાથેજ હતો, અને રમકડું લઇ આપવા આગ્રહ કરતો હતો, તેને અસુયાએ–ગમે તેવા ભાવથી પણ–રમકડું લઇ આપ્યું નહિ.

અસુયાનું આવું ભેદવાળુ વર્ત્તન થવાથી કૃષ્ણ, ઓશિયાળો થઇ ગયો. રમકડું ન મળવાથી અને પોતાના ગોઠીયાઓને રમકડાવાળા જોવાથી–તેણે પુષ્કળ રડવા માંડયું.

તો પણ તેને રમકડું મળ્યું નહિ. અને હવે નહિજ મળે એવું સમજાતાં હતાશ બનીને તે રડતો રડતો પોતાની માતા સરલા પાસે આવ્યો. સરલાએ, કૃષ્ણને રડવાનું કારણ પુછતાં કૃષ્ણે, રમકડાં સંબંધી અર્થાત્. રડતા અવાજે કહી સંભળાવી.

કૃષ્ણ, એકનો એક છોકરો છતાં તેને રમકડાં વગર રડતો જોતા તથા કૃષ્ણના કહેવા પ્રમાણે અસુયાએ બતાવેલી પ્રત્યક્ષ નિષ્ઠુર ભેદ વૃત્તિને લઇને, શાન્ત, સુજ્ઞ અને સરલ સરલાનું હૃદય પણ પીગળી ગયું. અને આંખમાંથી દુઃખનાં બે ચાર આંસુઓ ટપકી પડયાં. પણ લાચાર કે રડતા કૃષ્ણને છાનો રાખવા તેજ રમકડું અપાવવા તેની પાસે એક પણ પૈસો હતો નહિ. એટલે હરેક પ્રકારે કૃષ્ણને છાનો રાખવા તે સમજાવવા લાગી. પણ બાળહઠ લઇ બેઠેલો કૃષ્ણ, રમકડાં વગર કોઈ રીતે શાંત રહે તેવો ન્હોતો. આખરે કૃષ્ણ માતાની સાડીનો પાલવ પકડીને રડતાં રડતાં રમકડાવાળાં ફેરીયાની પાસે લઈ ગયો. અને પસંદ પડતું રમકડું હાથથી બતાવીને લઇ આપવા આગ્રહ કરવા માંડયો. આ વખતે અસુયા ત્યાંજ ઉભી હતી. અને અભિમાન

વૃત્તિએ આસપાસની પડોશણો કે જે પોતપોતાનાં બચ્ચાંઓને રમકડાં ખરીદી આપવા આવી હતી, તેઓની સાથે નકામી વાતો કરી વખતો વખત હસ્યા કરતી હતી. તેણીની નજર રડતા કૃષ્ણ અને સરલાના તરફ ગઇ. ને જાણ્યું કે કૃષ્ણ, રમકડાના અભાવે રડતો રહેતો નથી, અને પૈસાહિન સરલા તેને રમકડું અપાવી શકતી નથી. તો પણ તેણે તે પ્રથમ દરકાર નહિ રાખતાં તેનું પરિણામ શું આવે છે તેજ જોઇ ખુશી થવાની ઉમેદે અસુયા સ્વભાવવાળી અસુયા ત્યાંજ ઉભી રહી.

પણ કૃષ્ણનો આત્મા સંસ્કારી હતો. માતાની સમજાવટથી આખરે તેણે હઠાગ્રહ છોડી દીધો. અને શાંત થઇ બાલ સાથીઓની સાથે રમવા લાગ્યો. પણ દ્વેષમૂર્તિ અસુયાને એ ગમ્યું નહિ. એથી તેણે પોતાના પુત્ર બિપિનને શિખવ્યું કે "તું કૃષ્ણ પાસે જા. અને તારૂં રમકડું તેને બતાવી રમકડું લેવા કૃષ્ણને લલચાવ."

અસુયાના આ કથનનું રહસ્ય શું છે, તે ન સમજતાં બિપિન માતાની આજ્ઞા પ્રમાણે કૃષ્ણ પાસે ગયો. અને પોતાનું રમકડું બતાવી, તેવું રમકડું લેવા કૃષ્ણને ઉશ્કેર્યો. ભોળો કૃષ્ણ તરત રડવા લાગ્યો. અને રમકડાની હઠ લીધી.

ફરી તે સરલા પાસે દોડી ગયો., અને માતાનો છેડો પકડી ફેરીયા પાસે ખેંચી લાવી રમકડું ખરીદી આપવા આગ્રહ કરવા લાગ્યો. પત્થરથી પણ કઠિન હૃદયની અસુયા તમાસો જોવાને હજી ત્યાંજ ઉભી હતી.

સરલા, કૃષ્ણ સાથે રમકડાંવાળા ફેરીયા પાસે આવી, એટલે કૃષ્ણે વગર પૂછયે મનપસંદ રમકડું ટોપલામાંથી ઉચકી લીધું અને બિપિન રમતો હતો ત્યાં દોડી ગયો. કૃષ્ણ રમકડું લઇને દોડી ગયો એટલે સરલાએ પાસે ઉભેલી અસુયાને કહ્યું:

"બ્હેન! મ્હને એક પૈસો ઉછીનો આપો!"

અસુયા કંઇ પણ બોલી નહિ,

સરલાએ પુનઃ કહ્યું. "બ્હેન! મ્હને એક પૈસો ઉછીનો આપશો?"

અસુયાએ હજી પણ જાણે સાંભળ્યુંજ નથી તેવોજ ડોળ રાખ્યો, એટલે પાસે ઉભેલી એક પડોશણે અસુયાને કહ્યું:

અસુયા, સરલા તરફ સ્હેજ આંખ મીંચીને બોલી: "શું છે?"

સરલાઃ–"બ્હેન! મને એક પૈસો ઉધાર જોઇએ છીએ."

અસુયાઃ–"બ્હેન! કહો કે ગમે તે કહો પણ પૈસો એમ મળી શકે નહિ."

સરલાઃ–"પૈસો આપવા તમે નાખુશ હો તો કૃષ્ણને એક રમકડું ખરીદી આપો."

અસુયાઃ–"હું કાંઇ કલ્પવૃક્ષ છું? કે બધાની માગણી હું પુરી પાડી શકું?"

સરલાઃ–"બ્હેન! બાપુ! શું કૃષ્ણ કંઇ પરાયો છે કે આપ આવું કહો છો? જેવો બિપિન, તેવોજ કૃષ્ણ. કૃષ્ણને તમે તમારો કેમ સમજતા નથી?"

અસુયાઃ—"સંસારમાં પારકા, પોતાનાં સમજવાથી સર્વ કોઇનાં કાચ પાર પડતાં હોય તો કોઇને કંઇજ દુઃખ ભોગવવું ન પડે, કદાચ તું ત્હારા મનથીજ તને મહારાણી સમજી લેતી હોય તો પછી પૈસા માટે નાહક અત્યારે મારા કાન પકવવાનું કારણ તને ન રહે."

બિચારી સરલા, અસુયાની આવી વાણી સાંભળતાં ચુપજ થઇ ગઇ! સરલા તો ચુપ થઇ ગઇ પણ અસુયા આપોઆપ બબડવા લાગી કે:

"સંસારમાં લોક ન માલુમ કેવાં થાય છે કે, એને જેટલું આપો એથી અધિક ગણી એની આશા વધતીજ જાય છે. મ્હારા ખર્ચના માટે દર માસે મને જે કંઇ મળે છે, તેમાંથી મેં કૈં બચાવ્યું હોય તો મને શી ચિંતા હતી? પણ તેમ થવું અશક્ય છે. કારણકે એક માણસ

કમાય અને દશ માણસ હાથપગ જોડી બેસી રહે એજ આજકાલ તો વ્યવહાર ઇન્સાફ છે. એતો બિચારા કેવળ ભોળા ગભરૂ છે, તેને જગતની પ્રપંચવાળી ઝેરી હવાની અસર હોત, તો શું અત્યાર સુધી એવી શૈલીના પુજારી બનત ? નહિ. જો એ સુત્ર તેઓ તરતમાંજ સમજ્યા હોત તો અત્યારે આખો દિવસ તનતોડીને પરસેવો ઉતારીને કમાવાની ચિંતામાં દેહને વલોવી નાખવો પડે છે, તેમ ન કરવું પડતઃ અને વિશ્રાંતિમાં શ્વાસ ખેંચી શકાત. પોતાની કમાણીના રૂપિયાનું બીછાનું બીછાવી તે ઉપર આરામથી બેસી શકત, અર્થાત આટલા દિવસની કમાણી જો જુદી રહી હોત તો મારૂં ઘર ઉભરાઈ જાત, પણ આતો એકને કમાવું અને દશને ખાવું ! "

કારણ વગર ધગધગતા હૃદયમાંથી ઝેરી ઉદ્દગાર નિકળ્યા. અને ઝેરીલી અસુયા રડવા લાગી.

અસુયાની બ્હેનપણીઓ તેને શાન્તવન આપવા લાગી. કોઇ તેણીનાં આંસુ લુછવા લાગી, તો કોઇ તેણીની માફક પોતાની આંખમાંથી આંસુ ખેરવવા લાગી. અને કોઇ વળી અસુયાનું ઉપરાણું લઇ સરલાને ઠપકો આપવા લાગી.

ત્યાં એક કડવી નામની વિધવા ઉભી હતી. તેણી તો જોસમાં આવી ગઇ ને બોલવા મંડી પડી : " સરલા તો અકારી છે. અસુયાનો સ્વામિ કમાય છે, બધાનું પોષણ કરે છે, તોપણ અસુયાના મ્હોંમાંથી કદી પણ અભિમાનનો શબ્દ નિકળ્યો નથી. પણ સરલા તો કંઇ ગણકારતીજ નથી. આતો કંઇ નથી છતાં સરલા ગુમાન રાખે છે, પણ ન કરે નારાયણ ને 'બોરડી બેપાન' થાય, તો સરલા કોઇને ગામમાં જ ન રહેવા દે ! "

બધાએ 'હાજી હા' કહી અને બધી એક સાથે થઇને સરલાની નિંદા અને હલકાઇ બોલવા લાગી.

ગાય જેવી ગરીબ સરલા આ સર્વ સ્ત્રીઓની વિષવાણી સાંભળી સજલ નેત્રે ચુપચાપ ઘણીવાર સુધી અચેતન દેખાવે ઉભી રહી. ફેરીઓ ત્યાં વધારે વખત રોકાઇ રહેવું યુક્ત નથી એમ સમજીને રમકડાંથી ભરેલી ટોપલી લઇ ઉપડવાની તૈયારી કરવા લાગ્યો ફેરીયાની જવાની તૈયારી જોઇ સરલા ગભરાવા લાગી. ઓછામાં પુરૂં કૃષ્ણ ત્યાં હાજર પણ ન્હોતો કે પૈસાના અભાવે સરલા રમકડું પાછું આપી શકે હવે શું કરવું ? સરલાની ગભરામણનો પાર ન રહ્યો. નટખટ વિધવા કડવીએ સરલાને હલકી પાડવા માટે ફેરીયાને પૂછ્યું:

"કેમ ભાઇ ! તને તારા પૈસા મળી ગયા ? રમકડાંનો ખર્ચ થઇ રહ્યો ! આગળ વધીને તેણીએ એ પણ જણાવી દીધું કે: "સરલાએ પૈસો આપી દીધો ?"

ફેરીઓ આ સાંભળીને કડવીને કહ્યું :

" હું તેણીની પાસેથી તે રમકડાંની કિંમત લેવા ખુશી નથી. હું ઘણાં રમકડાં વેચું છું, એટલે એકાદ રમકડાંનો પૈસો ન મળે એથી મને કંઇ પણ નુકશાન જવાનું નથી. તેણીનો અસમજ છોકરો રમીને ખુશી થશે તો બસ છે. એક પૈસા કરતાં તેની વધારે કિંમત છે. "

ફેરીયાના આ શબ્દો સાંભળીને સરલાને બહુ દુઃખ થવા લાગ્યું અને ફેરીયો તરત ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ બીજું:

---

### "અજ્ઞાત અર્ભક"

સરલા તુટેલા હૃદય અને દુઃખિત ચ્હેરે ઘેર આવી. શરના શ્રમથી પરવારીને પોતાના એકાંતાશ્રમમાં બેસી અનેક વાતને યાદ લાવી દિલગીર થવા લાગી. સ્ત્રીઓનું આ સંસારમાં બળ, બુદ્ધિ,

આશા, હર્ષ કે ભરંસો એ સર્વ સ્વામિ અંગમાં જ રહેલું છે પણ સરલા તેમાં કિંચિત્ પણ ન્યુનતાવાળી ન હતી. કારણકે સરલાનો સ્વામિ ચંન્દ્રવદન આખો દિવસ પાડોશિઓને ત્યાં બેસવામાંજ ગુજારતો હતો કોઇ પ્રસંગે મરજી મુજબ વળી ભોજન અર્થેજ ઘેર આવતો હતો. વ્યવહારની વાતમાં તે કશી પણ પ્રવૃતિ વધારતો ન હતો. એક પણ પૈસો કમાવાની તેને ફિકર, ચિંતા કે દરકાર ન હતી. તે પોતાનો કાળ ગાવા બજાવામાં, પાનાં ચોપાટ ખેલવામાં અને વાર્તા વિનોદમાંજ ગુમાવતો હતો. રવિકાંત તરફ તેને પૂજ્યભાવ હતો. તેના વિરુદ્ધ એક પણ શબ્દ તે બોલ્યો નહોતો કે બોલવાનું સમજતો પણ ન્હોતો તેમ કોઇના તરફથી તેવી ચર્ચાતી વાતને સાંભળીને સહન પણ કરી શકતો નહિ જ્યેષ્ટ ભ્રાતાને તે પિતા સમાન સમજી, તેમની આજ્ઞા-માં રહેલા તે સદા સાવધ રહેતો. "જેના સમજતંતુ વિઘાના અલી; કિંક—દિવ્ય રંગથી રંગાયા નથી તેમાં વિચાર, વાણી, અને વર્તન કંઇક ઓછાં સમજવાળાં હોય છે." એ ન્યાયે ચંદ્રવદન ઓછું ભણેલો હોવાથી એ દોષથી મુક્ત ન્હોતો.

અત્યંત દીલગીરી વચ્ચે, બનેલી બીનાથી સ્વામિને માહિત કરવા કે નહિ? એ વિષે સરલા વિચાર કરવા લાગી. પણ પતિનું વર્તન રવિકાન્ત પ્રત્યે કેવું શુદ્ધ છે, તે સારી રીતે સમજતા હોઇ તે વાત પતિને કહેવામાં કશું હાંસલ પ્રાપ્ત નથી એમ વિચારી, બિચારી મન-માંજ રાખી રહેવાના નિશ્ચય પર આવી. પરન્તુ જ્યાં સુધી હૃદયનું દુઃખ, સ્વજન પાસે જણાવવામાં ન આવે, ત્યાં સુધી ચિત્તને વિશ્રાંતિ મળતી નથી એ સ્વાભાવિક છે, તેમ કરતાં હૃદય પરથી દુઃખનો ભાર તરત કિંચિદંશે હલકો થાય છે, અને થોડી મુદત બાદ હૃદયની સર્વ અદૃશ્ય ગતિમાં શાંતિની સુખી હવા ફેલાઇ જાય છે.

સરલા ઉદ્વિગ્ન હૃદયે બેઠી હતી, ત્યાં તેની પાસે કૃષ્ણ આવ્યો. કૃષ્ણને જોઇને સરલાએ, સાડીના પાલવથી પોતાની અશ્રુભીની પાંપણ લુંછી અજ્ઞાત અર્ભકે પ્રશ્ન કર્યો.

"બા! તું રોવે છે કેમ?

"હું રોતી નથી!" સરલાએ કહ્યું.

"ત્યારે આંખમાંથી આંસુ કેમ પડે છે?

"એ તો મ્હારા પેટમાં દુઃખે છે!"

"ત્યારે તું દવા કેમ ખાતી નથી?"

"દવા મંગાવીશ."

"દવા આવતાં વાર લાગશે, અને દુઃખ વધી જશે માટે મારા પેટના દુઃખાવા માટે સુશિલા (ઘરમાં દાસી તરીકે રહેલી કામ કરનારી સ્ત્રી) જે દવા આપે છે, તે ખાઇ લે. એટલે શાંતિ થાય. લે હું સુશિલાને બોલાવું એ દવાથી દર્દ ટળી જશે. કેમ હું તેણીને બોલાવવા જાઉં કે?"

"નહિ તેણીને ન બોલાવતો. મેં તને જુઠું કહ્યું છે. મારા પેટમાં દર્દ નથી દુઃખ નથી. પણ મારી આંખોમાં કંઇ કણું પડી જવાથી આંસુ પડે છે!"

"તો લે હું તારી આંખોને ફુંકું. એટલે તરત સારૂં થઈ જશે. અને જે કંઇ પડયું હશે તે નિકળી જશે. એમ કહી આંખ ફુંકવા માટે કૃષ્ણ પાસે આવ્યો. સરલાએ ત્હેને ગોદમાં બેસાડી સ્નેહદૃષ્ટિથી તેના સામું જોઈ વાત્સલ્ય સ્નેહથી દૃષ્ટિ કરી.

આટલી વાતચીત માતા-પુત્ર વચ્ચે થઇ તો પણ બાળક કૃષ્ણ—એ અજ્ઞાત અર્ભક—ન કળી શક્યો કે સરલા શા કારણથી રોતી હતી? માતાની આંખમાં આંસુ જોઇ છેવટે કૃષ્ણની આંખમાં

પણ આંસુ આવ્યા. સરલા કૃષ્ણની આંખમાં આંસુ જોઇને પોતાનું સર્વ દુઃખ ભુલી ગઈ. અને કૃષ્ણને ગોદમાં લઇને ઘરની બહાર આમતેમ ફરવા લાગી કૃષ્ણ માતાની ખાંધપર માથું નમાવી ચુપ થઇ રહ્યો. સરલા તે વાત વિસારે પડાવવા તેની સાથે બીજી વાતો કરવા લાગી અને કૃષ્ણને હસાવવા માટે પોતે બનાવટી હાસ્ય કરવા લાગી.

અજ્ઞાત અર્ભકને શાંતિ અને આનંદ આપવા માટે સરલા હસવા લાગી, પરંતુ એ હાસ્યના ગર્ભમાં છુપા દુઃખનો ડંશ સ્પષ્ટ પ્રતીત થઇ શકતો હતો હૃદય દુઃખની જ્વાળામાં બળતું હોય, આખા શરીરના આંતરડા કોઇ બિપણુ દુઃખના તીવ્ર તાપમાં સળગી જતા હોય અને વદનમંડળ ઉપર હસવાના ચિન્હ આવે એ સર્વથા અસંભવિત છે. અને કદાચ કોઇ માણસ કારણસર એવા અસહ્ય દુઃખાનુભવ વચ્ચે હશે તો એ હાસ્ય ફીકું અને દુઃખદ ભાવનાથી ભરેલું જ લાગશે.

સરલા બાળકને હસાવવા હસતી હતી; પરંતુ તેનું એ હાસ્ય દુઃખનો ભણકાર ગજવતું હોય તેમ લાગતું હતું!

"અંતર બળે જીગર જલે જો હાથ પગ તૂટે સહુ,
"આનંદનો અનુભવ નહિ ને હોય સંકટો બહુ;
"માથું ભમે, આંખો ધ્રુજે, ને દુઃખના આંસુ ઝરે,
"એવી સ્થિતિમાં માનવી કેવી રીતે હસવું કરે?
"કારણ પરત્વે જો હસે તો હાસ્ય એ દુઃખદ હશે!
"હસતાં વધારો દુખમાં—સંતાપમાં સ્હેજે થશે!
"એવી સ્થીતિને પ્રાપ્ત સરલા—દુખથી બળતી હતી,
"અજ્ઞાત અર્ભકને હસાવા કારણ હસતી હતી!



## પ્રકરણ ત્રીજું.



### "પારેવું અને ગીધણી"

બાળક સંસ્કારી હોય તોજ માતા–પિતાના સદ્‌ગુણ તેનામાં ઉતરે છે, પરન્તુ માતાપિતામાં રહેલા દોષ તો તાદસ્ય રીતે સંતાનોમાં આવી જાય છે. પંડિતનો પુત્ર કદાચ પંડિત ન થાય, પરંતુ ચોરનો પુત્ર તો અવસ્ય ચોર થાય છે. અને તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આપણી અસુયા. તેના બાપનું નામ રામચન્દ્ર હતું તેનું ઘર ચંદ્રવદન અને રવિકાન્તના ઘરની પડોશમાંજ હતું ઇર્ષ્યા, દ્વેષ, કલહ આદિ સંસારમાં જે દુર્ગુણો લખાય છે, તે સર્વ તેના ઘરમાં નિરંતર વાસ કરીને રહ્યા હતા. તેની પુત્રીઓ જેના ઘરમાં ગઇ તેના ઘરમાં કલહ જ ફાલી–ફુલી –ફળી રહેતો હતો. અસુયાએ પણ પોતાના ગૃહે દુર્ગુણોનો સારી રીતે અભ્યાસ કર્યો હતો. પરંતુ તેનામાં એકજ ખામી હતી અને તે એ કે પિતાના ઘેર તેણીએ રૂપિઆનાં લેશ પણ દર્શન કર્યા ન હતાં સબબ કે ઉપલા દુર્ગુણોનું પ્રધાનપદ હોઇ, લક્ષ્મીદેવીએ તેના ઘરમાં પ્રવેશ કર્યો ન્હોતો.

"જેના ઘરમાં દુર્ગુણોને પોષણ મળતું હોય ત્યાં લક્ષ્મીનાં દર્શન અત્યંત દુર્લભ થઇ પડે છે."

પિતાને ત્યાં તો નહિ, પરંતુ રવિકાંતને ત્યાં આવ્યા પછી અસુયાને લક્ષ્મીનાં દર્શન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. સાસુના મૃત્યુ પછી ઘરના સ્ત્રીવર્ગમાં અસુયા અગ્રેસર બની ગઇ હતી. અને ગૃહતંત્ર પોતે ચલાવવા લાગી હતી. અને તિજોરીની ચાવી હસ્તગત કરી લીધી હતી.

આગળ જણાવાઇ ગયું કે સન્દવદન ઘરનું કંઇ પણ કામકાજ કરતો નહિ. એથી અસુયાનો કોપ સરલા પર ઉતરતો. અને સરલાને અત્યંત ભયંકર દુઃખાનળમાં બળવું પડતું.

અસુયા આખો દિવસ પોતાના શયન ખંડમાંજ પડેલી રહેતી. અને ઘણો ખરો ભાગ તો બિછાનામાંજ વિતાવતી. રસોઇને લગતું દરેક કાર્ય સરલાનેજ કરવું પડતું હતું. કદાચ કોઇ અજાણ્યું માણસ તે સંબંધમાં સરલાની દયા ખાતું તો તરતજ અસુયા છેડાઇને બોલી ઉઠતી કે:

"ઘરમાં શું એટલું મોટું કામ આવી પડયું છે કે આમ બોલવામાં આવે છે ? હું બિમાર છું એટલે લાચાર ! પણ જો હું તદ્દન તન્દુરસ્ત હોઉં તો વાતવાતમાંજ તે કામ આટોપી લઉં."

આ પ્રકારે અસુયા પોતાની બિમારીના કારણને ધાન્ય આપી સરલા ઉપર દયા બતાવનારની વાતને તોડી પાડતી. અને પોતાની કાર્યશૈલિને વખાણતી. અસુયાને કઇ જાતની બિમારી હતી એ તો પ્રભુ જાણે.

* * * * *

રમકડાવાળા ફેરીવાની પાસેથી ઘેર જઇને સરલાએ શું કર્યું, તે જણાવાઇ ગયું છે, હવે અસુયાને આગળ લાવીએ.

અસુયા ઉતાવળે પગલે એકદમ ઘરમાં આવી. અને ગુસ્સાના આવેશમાં પોતાના શયનખંડમાં આવી અંદરથી કમાડ બંધ કરી બિછાના પર પડી. તેણીનાં આવાં વર્ત્તનથી આપણને અનુમાન કરવું પડે છે કે આજે કંઇ નવીજ પ્રકારનો ફેરફાર થયો જોઇએ.

સુશિલા નામની દાસી, અસુયા કરતાં સરલાને વધુ ચ્હાતી હતી. આમ થવાનું કારણ માત્ર એજ કે સુશિલાને સત્ય અસત્ય ઝેર-અમૃત

–પારખવાની શક્તિ હતી. તે દાસી હતી, પણ પૂર્વના પુણ્ય સંસ્કારથી તેનાં લક્ષણો એક દેવીને દીપાવે એવા હતા. અને તેથીજ તે સરલાનું દુઃખ સમજીને તેના તરફ માન, અને મમત્વ રાખતી હતી. અસુયા જ્યારે જ્યારે સરલાને ધમકાવતી હતી, ત્યારે ત્યારે સુશીલાની આંખમાં આંસુ ભરાઇ આવતાં હતાં. સુશીલાને એક એવી ટેવ હતી કે તે ઘરનાં માણુસ ગમે તેવી રીતે છુપી વાત કરતાં તો પણ તે સર્વના પહેલાં પોતે સાંભળવાનો પ્રયાસ કરતી અને વાત ખતમ થાય કે તરતજ સાંભળેલું સરલા આગળ જણાવી દેતી હતી.

સરલાએ રમકડાં સંબંધી સર્વ હકીકત સુશીલાને કહી સંભળાવી સુશીલા એ સાંભળીને ચુપ થઈ ગઇ.

ધીમે ધીમે સન્ધ્યાનો વખત થવા લાગ્યો. રવિકાંતનો ઘેર આવવાનો સમય થયો એટલે હંમેશના નિયમ અનુસાર પગ ધોવા માટે, પાણી, ધોતી, ટુવાલ, નિયમિત જગ્યોએ તૈયાર રાખીને, સુશિલાએ સંધ્યા માટે પુજનગૃહમાં અબોટ દઇ આસન બિછાવ્યું. આ વખતે સરલાના હૃદયમાં અનેક જાતનાં દુઃખના ઉભરા આવ્યા. પતિને ઘેર આવવાનો સમય થયો જાણી પ્રપંચી પ્રમદા આપોઆપ નિઃશ્વાસ નાખવા લાગી. અને આંસુની ધારા વહાવવા લાગી બિપિન રમતગમતથી પરવારી ઘેર આવ્યો ને "બા બા" કરતો બોલવા લાગ્યો. અને એ અરસામાં રવિકાંત ઘેર આવી પહોંચ્યો.

રવિકાંત ઘરમાં પગ મૂકતાં જ બિપિનને રડતો જોઇ બોલ્યોઃ

"કેમ રડે છે બિપિન !"

"મ્હારી બા ક્યાં છે!" કહેતો ડુસકાં ભરવા લાગ્યો.

રવિકાંત તરત પોતાના પ્રાયવેટગૃહના દ્વાર પાસે આવ્યો તો દ્વાર અંદરથી બંધ થયેલું છે એમ તેણે જોયું. એટલે તેણે બહારથી સાંકળ ખખડાવી પણ અંદરથી જવાબ મળ્યો નહિ.

"અંદર કોણ છે ?" રવિકાંતે બૂમ મારી.

છતાં પણ અંદરથી જવાબ ન મળ્યો. તેમ દ્વાર પણ ન ઉઘડયું. આખરે સુશીલાને તેણે પૂછયું: "સુશિલા ! બિપિનની બા કયાં ગઇ છે ?"

સુશીલા:— "અંદર જ છે."

રવિકાંત ક્રોધિત સ્વરે બોલ્યો:

"કમાડ ઉઘાડે છે કે નહિ ?

પ્રમદા સમજી કે "હવે તાણી ઝાલવામાં માલ નથી."

એટલે તેણીએ દ્વાર ખોલ્યું અને ગુપચુપ બિછાનામાં સુઇ ગઇ અસુયાનાં આ રક્ત નેત્ર, મલિન મુખ, અને નિકળતા શ્વાસ જોઇને રવિકાંત સમજી ગયા કે ' મારા પર અવશ્ય આજ કંઇ નૂતન ફરમાન ભરશે."

અસુયા માટે એ વાત કંઇ નવી ન હતી.તેણી જ્યારે નવું ઘરાણું કે નવું કપડું લેવાના નિશ્ચય પર આવતી, ત્યારે તેણીનું સ્વરૂપ આજના જેવુંજ થતું હતું. અને રવિકાંત, માગણી મુજબ અપાવીને પ્રસન્ન કરતો હતો.

આજની અસુયાને જોઇને તે બોલ્યો:

"વળી આજે શું થયું છે ?"

પ્રત્યુત્તર કંઇજ નહિ.

રવિ: "બોલતી કેમ નથી ? શું થયું છે ?"

રવિકાંત કેમ જાણે ગૃહની દિવાલને પૂછતો હોય તેવું થયું. અસુયા તો પત્થરવત્ પોલીજ રહી. ન આંખ ઉઘાડી સામે જોયું કે ન કંઇ ઉત્તર આપ્યો.

રવિકાંત ગુસ્સામાં બોલ્યો:

" આજે શું છે ? કેમ જવાબ નથી આપતા ? "

આટલી હદે વાત આવી ત્યારે અસુયા ધીમે અવાજે, અર્ધ આંખ ઉઘાડીને બોલી: " શું કહો છો ? "

રવિ: " છેક આટલી વારે તને બોલવાની મરજી થઇ કેમ ? હું ન્હોતો જાણતો કે તું બ્હેરી છે. નહિતર હું ક્યારનો બોલાવી રહ્યો છું ને ઉત્તર કેમ ન મળે ? ':

અસુયા: " હા, હું બ્હેરી છું, મુંગી છું, કાંણી છું, આંધળી છું ! તેમાં કોઇને શું ? મને કોઇ જોઇ શકતું નથી. હું કોઇની આંખોમાં ખટકી રહી છું તો પછી તેવું મને સાફ સાફ કેમ કહેવામાં નથી આવતું કે હું અહિંથી ચાલી જાઉં ! મ્હારા જવાથી સૌની આફત ટળી જશે. અને કાળજાં ટાઢાં થશે ! :'

રવિકાંત કચેરીમાં આખો દિવસ તનતોડ કામ કરીને ઘેર આવ્યો છે; પરંતુ એક બે મિનિટ વાતો કરીને તેનો પરિશ્રમ કોણ દૂર કરે ? અસુયાના આજના શબ્દો સાંભળીને—અસુયાનું આજનું સ્વરૂપ નિહાળીને રવિકાંત ક્રોધથી બોલ્યો.

" રોજ રોજ કહે છે કે હું ચાલી જાઉં ! ઠીક છે, જા, આજ નક્કી ચાલી જા. જોઉં તો ખરો કે તું ક્યાં ચાલી જાય છે !

અસુયા: " શું કંઇ મ્હારે જવાની કંઇ જગ્યો જ નથી કેમ ? મારા બાપને ઘેર જઇશ. "

અને એટલું બોલીને માથા ઉપર વીજળી તુટી પડી હોય એવા અસહ્ય દુઃખનો આઘાત દેખાડવા મ્હોટેથી રડવા લાગી.

રવિકાંત તેને શાંત કરવા લલચાયો. પરંતુ તેમ કરવા જતાં તેણી શાંત થવાને બદલે અત્યંત આક્રંદમય બનશે એમ ધારીને તે તરત બહાર નિકળી આવ્યો. પરંતુ બહાર તેને આરામ મળ્યો નહિ. એટલે આખો

કલાક બાદ પાછો તેણીની પાસે ગયો અને જોયું તો અસુયા એજ રોષમાં મોઢાપર સાડીનો છેડો ઓઢી બિછાનામાં પડી છે. રવિકાંતે તેણીની પાસે જઇને પૂછયું:

" પણ કહી શકે તને આજે શું થયું છે ? "

અસુયા કંઇપણ બોલી નહિ. ઘણીવાર સુધી જવાબની રાહ જોઇ પણ જ્યારે જવાબ નીકળ્યો ત્યારે રવિકાંત આત્મગત બોલવા લાગ્યો:

" જેના ભાગ્યમાં જે લખ્યું છે,તેને કોણ ટાળી શકે છે ? લલાટની લીપિને કોણ છેકી શકે છે. આજે હું કંઇ ઉમેદથી ઘેર આવ્યો ને હાય ! આવતાં શું જોયું ? અનુમાન્યું હતું કંઇ ને દેખવામાં આવ્યું કંઇ ! એક વરસ થયા ચંદનહાર માટે મારી ખુશામદ થતી હતી, તો આજે મેં તેની કદર કરીને ચંદનહાર બનાવવાની વરદી આપી દીધી એટલે મ્હને એજ આશા હતી કે આજે ઘેર જતાં મ્હારો વિશેષ સત્કાર થશે. પણ એ સત્કારનાં સંગીત કોણ ગાય ? "

ક્ષણવાર અટકીને રવિકાંતે આગળ લંબાવ્યું:

" ચંદ્ર કહેતો હતો કે અત્યારે ચંદનહાર બનાવરાવવો મુલતવી રાખો, ' ને પ્રથમ એક ઑફિસ રૂમ ' બનાવરાવો. પણ મેં પોતેજ વિચાર્યુંકે 'ઑફિસ રૂમ' તો થશેજ. કારણકે તે અર્ધ તો તૈયાર થઇ ગયો છે એટલે હવે અર્ધ તો અવશ્ય વ્હેલા મ્હોડા તૈયાર થશેજ. "

આ સાંભળતાં અસુયાથી રહેવાયું નહિ. મૃતદેહમાં જેમ અચાનક ચૈતન્ય આવે તેમ અસુયા બોલી ઉઠી:

" એ બન્ને માણસોના પ્રયાસથી તો હું બળીજળીને આ દશાએ પહોંચી તોપણ તેને શાંતિ થતી નથી કે હજી પણ મને વધારે બાળવાના અખતરા અજમાવો છો ? "

રવિઃ "એ બન્ને માણસો કોણ? અને તેઓએ ત્હારૂં શું અનિષ્ટ કર્યું છે કે જેથી તું આમ એકાએક બળીજળી રહી છો?"

અસુઃ "શું અનિષ્ટ કર્યું છે તે તમે મને પૂછો છો કયે દહાડે? તેણે અનિષ્ટ કરવામાં હવે શું બાકી રાખ્યું છે?"

રવિઃ "જ્યાં સુધી તું સ્પષ્ટ પણે નહિ કહે ત્યાં સુધી હું શી રીતે સમજી શકું? માટે તું કહે કે એ બન્ને કોણ?"

અસુઃ "કોણ તે કોણ? જે આપના ઘરનાં માલિક અને તેનાં વહુ-રાણી છે તે. એ બન્ને તો મ્હારા લોહીનાં તરસ્યાં છે. તેમાં માલિક તો મારી પાછળ જ પડ્યો છે. મને કંઇ મળવાનું છે યા મળ્યું છે એવું સાંભળીને તો તેનો જાન નિકળી જાય છે. કેમ જાણે તેની કમાણીમાંથી તમે મને બધું લાવી આપતા હો!"

રવિઃ "ચંદ્રવદને અત્યાર સુધીમાં કોઇ દિવસ પણ મ્હને કહ્યું નથી કે તને ઘરેણું કે કપડું ન અપાવવું. એણે તો ભોળેભાવે માત્ર એટલું જ કહેલું છે કે કોઇ આવે જાય છે ત્યારે તેને બેસવા ઉઠવા માટે બહુ હરકત આવે છે અને આપણું ખરાબ દેખાય છે માટે પ્રથમ 'ઓફિસ રૂમ' તૈયાર થાય તો સારૂં છે."

અસુઃ "તમે દરેક રીતે ભોળા છો એટલે તેની પ્રપંચી વાતમાં શું સમજો? એમ કહેવા નથી માગતી કે તેનાથી તમારી બુદ્ધિ ઓછી છે. પણ એટલું જ કહું છું કે તમે હૃદયના સાફ છો. છળકપટની વાત જરાએ નથી જાણતા. ચંદ્રવદનને તમે જેટલી રીતે સીધા અને ભોળો સમજો છો તેટલી રીતે તે સીધો અને ભોળો નથી. ઓફીસરૂમ પુરો કરાવી લેવામાં તેની શી મતલબ

છે તે તમે નથી સમજતા ? ઓફિસરૂમ થવાથી તમારી મહત્તા વધશે એવું જે તે કહે છે તે મિથ્યા છે, પણ અત્યારે તે જેમ પડોશીને ત્યાં બેસીને દિવસ ગુજારે છે, તે ઓફિસ રૂમ તૈયાર થવાથી ત્યા બેસી દિવસ ગુજારશે. અને પોતાના લફંગા દોસ્તોની મિજલશો કરશે. ઉપરાંત બીજી વાત એ છે કે ઓફિસ રૂમ થવાથી 'મઝીયારાં' મકાન હોય, અંતે તેને તેમાંથી અર્ધો ભાગ મળે ! પરન્તુ જો મ્હારૂં ઘરેણું થાય તો જ્યારે જુદાં જઇએ ત્યારે તેને તેમાંથી ભાગ મળી શકે નહિ. માટે જ ઘરાણું વિલંબમાં નાખી ઓફીસ બનાવવાની તે તાકીદ આપે છે."

રવિકાંત વ્યવહારની બાબતમાં કંઇપણ સમજતો નહનો. નોકર તરીકેની ફરજ અદા કરી, કચેરીમાં તનતોડ કામ કરીને સરદારનું મન જીતી લેવાનું જ વળી તે સમજતો હતો. અસુયાની વાત તેણે આ પ્રસંગે અક્ષરસઃ સત્યમાની, અને આવી વાત ઘણે દિવસે અસુયાએ આજેજ કહી પોતાને વાકેફ કર્યો તે સંબંધમાં મનમાં તે અસુયાનો ઉપકૃત બન્યો. અને નક્કી સમજાયું કેઃ "એજ હેતુ સાધવા માટે વખતો વખત અન્ય ખર્ચના કાર્યને વિલંબમાં નખાવીને ગૃહકાર્યનાં સુધારા વધારામાં ખર્ચ કરવાની તે સલાહ આપે છે."

કોઇ ગહન ભેદની વાત જાણવા મળી હોય તેમ રવિકાંતને લાગ્યું અને તેણે અસુયાને કહ્યું:

"તેં ઠીક ચેતાવ્યો. અને તે પણ વખત સર. અને તેની આવી સ્વાર્થમય આપંચિક યુક્તની પ્રથમ ખબર પડી હોત તો મકાનના કામમાં એ કંઇક પણ હું ન બનાવત."

અસુ: " ખરૂં...પણ તમે તો નથી કોઇ દિવસ મારી વાત સાંભળતા કે નથી મને કોઇ દિવસે આવા ખોટા બ્હાને પણ કંઇ પૂછતા. ને સમજી બેઠા છો કે મ્હારો ભાઇતો' ભરતજી છે. લક્ષ્મણજી છે. પછી હું આપ મેળે બસબસ કરવા માંડું તેનું શું પરિણામ આવે ! બાકી ખરૂં પૂછોતો મેં તો તેની સ્વાર્થબુદ્ધિ ઘણાં લાંબા સમયથી પારખી લીધી છે.'"

રવિ: "બસ ! થયું ! હવે જોઉં છું કે ઓફિસરૂમ કેમ તૈયાર થાય છે ? વારૂ માલિકની વહુની બાબતમાં શું જાણવા જેવું છે ?

અસુ: " એનીતો વાતજ નપૂછો. બની ગયા છે મ્હોટા મહારાણી ચંદ્રવદનને પણ તેણે વશ કરી લીધો છે. તેની સામે એક પળ પણ ઉભા રહેવાની કોની તાકાદ છે ? મનમાં આવે છે તેમ વર્તે છે, અને કે તમને કંઇ ગણત્રીમાંજ લખતી નથી.

આખા મહોલ્લાની સ્ત્રીઓ તેણીનાથી ડરે છે. હું પણ તેના ડરથી ચુપચુપ આ રૂમમાંજ પણ--પુરાઇ-રહુંછું. તેણી મારુ તથા તથા તમારૂં વખતો વખત વાણી અને વર્ણનથી જે અપમાન કરે છે એ અધ્યાય તો મ્હેં વધારે કંકાસ થાય એ ધાકથી તમારી પાસે કોઇ દિવસ ઉખેળ્યો નથી. "

રવિ: ,, શું તે આપણું અપમાન કરે છે ? એટલી ઉન્મત ? ખાય છે તેનું જ બોદે છે ? ,,

અસુ: " હા. પણ એ તુફાની શિખામણ તેને કોણ કહે ? કોની તાકાત છે તેણીને ટુંકારો પણ કોઇ કરી શકે ? જીભજ બેંઘી કહાડે ! હું તો તેનાથી તોબાહ પોકારી ગઇ છું ! મારાથી આપણું અપમાન સાંખી શકાતું નથી.

રવિ : " તે અપમાન જેવું શું બોલે છે, તેતો સંભળાવ."

અસુ: " બોલવામાં તે કંઈપણ બાકી રાખતી નથી. શું એ વાત તમને ગળે ઉતરશે ? "

રવિ : " કેમ નહિ ? "

અસુ: " તો સાંભળો. આજે એક ફેરીયો રમકડાં વેચવા માટે આવ્યો હતો. બિપિનનો સ્વભાવ કેવો છે તે તો તમે જાણો છો. ઘણો સમજાવ્યો છતાં તેણે ન માન્યું એટલે ન છૂટકે કડવી બાઈ પાસેથી પૈસો ઉછીનો લઈને મેં તેને એક રમકડું અપાવ્યું. સરલા વહુને સાથી અત્યંત ઈર્ષ્યા થઇ. તરતજ કૃષ્ણને સાથે લઇને ત્યાં આવી. અને હાથો હાથ એક રમકડું ઉપાડી કૃષ્ણના હાથમાં આપી પૈસો આપવા માટે મારી પાસે પૈસાની માગણી કરી. મારી પાસે ક્યાં પૈસો હતો કે હું આપું ? મેં ના પાડી એટલે એ જેમ આવ્યું તેમ બોલવા લાગી. "

રવિ : " તે શું બોલી ? "

અસુ: " એ બધું તે શું મને અત્યારે યાદ આવે ખરૂં ? હું સરળ, સીધા સ્વભાવની તેની એવી 'વાંકી વાતો' શી રીતે યાદ રાખી શકું ? મહોલ્લાનાં માણસો ત્યાં હાજર હતા તે સર્વે એ તેણીના શબ્દો સાંભળ્યા છે. તમને તે વિગતવાર સાંભળવું હોય તો કાલે આપણે ત્યાં હું કડવી બાને બોલાવી લાવીશ, એ બધું કહી બતાવશે. "

રવિ : " જરૂર કડવીને બોલાવજે. મારે તેણીના મ્હોંથી બધુંય અક્ષરે અક્ષર સાંભળવું છે.

અસુ: " વારૂ. કાલની વાત કાલે. પણ અત્યારે હું તમને એક વાત પૂછું તો સત્ય ઉત્તર આપશો ને ? "

રવિ : " હા. પૂછ. હું જૂઠું બોલીશ નહિ "

અસુ: " ચંદનહાર, સાચેજ બનાવવા આપ્યો છે ?"

રવિ : ( હસીને: ) " હા. આપ્યો છે, કેમ ?"

અસુ: " તમે કહો છો કે આપ્યો છે. પરન્તુ તમારા મ્હોં પરના ભાવો કહે છે કે નથી આપ્યો: "

રવિ : " તો નથી આપ્યો. "

અસુ: " ત્યારે મને ખોટું કેમ કહ્યું ? "

રવિ : " અત્યારે તો ખોટુંજ માની લે. પરંતુ આવતી કાલે તે સાચું થશે. "

અસુયાએ શાંતિ અને નિરાંતના શ્વાસ ખેંચ્યા. તેણીને હવે કંઇ પણ વધારે બોલવાની જરૂર રહી નહિ.

સુશિલાને ગુપ્ત વાત સાંભળવાનો એક જબરો રોગ-શોખ-હતો, તેથી તેણીએ કમાડ પાસે કાન રાખીને આ ' પારેવા-ગીધણી ' વચ્ચે જે વાત થઇ તે બરાબર સાંભળી લીધી. અને સરલા પાસે જઇને કહી સંભળાવી.

દિવસે બનેલી રમકડાં બાબતમાં એ દંપતી વચ્ચે શી વાત થશે, તે જાણવાની સરલાને અત્યંત ચટપટી હતી તે ચટપટી સુશિલાએ મટાડી. સાંભળ્યા પછી વધારે ખાત્રી કરવા સરલાએ દાસીને પૂછ્યું:

" શું તું ખરૂં કહે છે ? "

સુશિલા: " હા. મેં પ્રથમથીજ નથી કહ્યું કે જે દિવસે અસુયા શેઠાણી રીસાય છે, ત્યારે તેને કંઇને કંઇ નવું ઘરેણું પ્રાપ્ત થાય છે ! "

સરલા: " ત્યારે આજના રિસામણાંમાં કંઇ મળ્યું ? "

સુશિલા: " હા. ખાસો મજાનો સવાશેર સોનાનો નંગ જડેલો ચંદનહાર. "

# પ્રકરણ ચોથું.

## " ન્હાના શેઠની શોધમાં "

સ્ત્રીનું નામ અબળા છે. તેણીનું સમ્પૂર્ણ બળ પતિ છે. પતિના બળ વડેજ તે બળવંત રહી શકે છે. " ' मंगल '

જે રાત્રિએ ' પારેવા–ગીધણી ' વચ્ચે વાતચીત થઇ હતી, તે રાત્રિએ ચન્દ્રવદન ઘેર આવ્યો નહતો. મહોલ્લામાં કોઇને ત્યાં રાત્રિ જાગરણ નિમિત્તે ભજન કિર્ત્તન હતાં ત્યાંજ ગયો હતો.

સરલા, પોતાના પતિની પ્રકૃતિને સારી પેઠે સમજતી હતી. પણ રમકડાંના પરિણામે ' રવિ–અસુયા ' વચ્ચે થયેલી વાતચીત કહેવાથી અચાનક સતયુગી સ્વભાવના પતિના અંતરમાં પ્રચંડ દુઃખાગ્નિ પ્રદિપ્ત થશે એવું માની તેણી બે ઘડી તો શાન્ત રહી; પરંતુ થોડી વખત બાદ તેણીના હૃદયમાં એજ વાતે ઘર ઘાલ્યું. કંટાળીને તે નિદ્રાવશ થવાના વિચાર પણ આવી. સૂતી. પણ નિદ્રા આવવા નહિ. આખરે બેસવાથી નિદ્રા આવશે એમ સમજી બિછાનમાં કંઇવાર સુધી બેઠી પરંતુ નિદ્રા તો નજ આવી. એટલે તેણીએ સુશિલાને મોકલીને પતિને બોલાવી લેવાનું વિચાર્યું. આ વખતે સુશીલા ઓરડામાં સૂતી હતી. સરલાએ તેને જગાડી અને કહ્યું: ' જરા જાને સુશીલા ! ત્હારા ન્હાના શેઠ ક્યાં છે, એ ખબર કાઢતો. અને મળે તો બોલાવી લાવ. "

સુશીલાઃ " અત્યારે મોડી રાત્રે હું તેમની ક્યાં ખબર કાઢું ? તેઓ ક્યાં હોય એવું આટલી મોડી રાત્રે મને કોણ બતાવે ? "

સરલાઃ " જેને ત્યાં આજે ભજન કિર્ત્તન છે. તેને ત્યાંજ હશે એમ હું અનુમાન કરૂં છું ! "

ન્હાની શેઠાણીનો હુકમ થવાથી તે બિચારી જાગી તો ખરી પણ આંખો ચોળતી ચોળતી ભારે અવાજે બોલી: "હું ત્યાં કેવી રીતે જાઉં ? લોકોની ભીડ એટલી હશે કે હું ન્હાના શેઠ પાસે શી રીતે જઇ શકીશ ?"

સરલા : "શું તું આજે પહેલી વખતજ જાય છે ? લોકોની ભીડમાં તું કોઇ દિવસ નથી ગઇ."

સુશિ : "હું તમારા આ પ્રશ્નનો ઉત્તર હું અત્યારે ન આપી શકું. પણ લ્યો, હું જાઉં છું."

એમ કહી મોડી રાત્રે બિચારી સુશિલા દુ:ખી સરલાના આગ્રહથી ચન્દ્રવદનની શોધ માટે નિકળી.

સુશીલાના ગયા પછી સરલાના હૃદયપરથી દુ:ખનું વજન કંઇક હલકું થયું. મનની વ્યગ્રતા ઓછી થઇ, ચિત્ર વૃત્તિ સ્થિર થઇ. ઘણીવાર સુધી 'ચન્દ્રવદનની રાહ જોતી કાયર બની, ને આખરે તેણી સુઇ રહી.

સુશિલા ઘેરથી નિકળી પરભારી જેને ત્યાં ઉત્સવ હતો, તેને ત્યાં ગઇ. જુએ છે તો ભજન-કીર્તનની ધુન જામી રહી છે. ભજન બોલનાર અને કીર્તન કરનારની સંખ્યા વધારે હતી, તેમ તે સાંભળવા આવેલા પ્રેક્ષકોની સંખ્યા પણ વધારે હતી. અને તેથી ભીડ એવી તો મજબુત હતી કે બિચારી સુશિલા ચોતરફ ફરી વળી પણ તેણીથી અંદર પ્રવેશી શકાયું નહિ અને તેથી તેણી તરતમાં ચદ્રનો પત્તો મેળવી શકી નહિ.

પ્રેક્ષકોનાં તન મન, ભક્તિ રસમાં તરબોળ થઇ ગયલા હતા. એટલે સુશિલા કોઇને 'ચન્દ્રવદન શેઠ છે કે?' એમ પૂછતી, તેનું કોઇ પણ ઉત્તર આપતું ન હતું. આખરે કંટાળીને તે પણ ભજન કીર્તન સાંભળવા ઉભી રહી.

ઘણી વાર પછી તેણીની દૃષ્ટિ સારંગી વગાડનાર પર પડી. એ સારંગી વગાડનાર ચંદ્રવદન હતો. પણ તેને બોલાવવો કેવી રીતે? સુશીલા તેના સામું અનિમિષ નયને જોતી ઉભી રહી હતી. એવા ઉદ્દેશે કે ચન્દ્રવદનની દૃષ્ટિ પોતાની પર પડે તો આંખના ઇસારે બોલાવી લેવાય, પણ ચન્દ્રવદન એટલો તો રંગાઇ ગયો હતો કે તેને પોતાના દેહનું પણ ભાન ન હતું. તો પછી સુશિલા તરફ દૃષ્ટિ કરવાની તેને ક્યાંથી ફુરસદ મળે?

નિદ્રા એ એક ભયયુક્ત ભવરણમાં મુસાફરી કરી તપી ગયલા મગજને શાંતિ આપનાર અને આશિર્વાદ રૂપ છે. નિદ્રાવસ્થામાં ગમે તેવું દુઃખ, ભુખ, રોગ આદિ અનેક આવરણો વિસરાઇ જવાય છે ને પ્રાણીને બે ઘડી રાહત મળે છે, આવું સાધન પ્રાણીના માટે આ સંસારમાં બીજું કયું હશે? દિવસે સંસારની ખટપટથી પ્રાણીને જે ઉદ્વેગ પ્રાપ્ત થાય છે, તે ઉદ્વેગ રાત્રિએ નિદ્રાના લીધે દુર થાય છે. માટે નિદ્રા એ કુદરતની મીઠી ઘડી છે. શાંતિની લ્હેર છે. અને સર્વ પ્રાણીના માટે પ્રીય છે. એટલા માટે આપણે જ્યારે આપણાથી કંટાળ્યા હોઇએ, કે બહારથી હેરાન થયા હોઇયે, ત્યારે કોફીપીણું લેવાની, જુગાર કે અન્ય કોઇપણ રમત રમવાની, કે વૈરાગ્યનો ઉપદેશ સાંભળવાની એવી એવી સલાહો સાંભળવા કરતાં કુંભકરણની સલાહને જ માન આપવું. અને લાંબી નિદ્રા ખેંચવી. કારણ કે નિદ્રા—તેના દેખીતા અર્થમાં—તેમ જ અલંકારમય અર્થમાં—નિદ્રાની નૂતનપ્રભાત દેખાડનારી ચીજ છે.

આવી અલૌકીક ગુણવાળી—માહાત્મ્યવાળી—નિદ્રામાં સરલાદેવી પોતાના પ્રિય [illegible] કૃષ્ણને હૃદય સાથે ચાંપીને સુતી છે.

પ્રભાત [illegible] અને સરલા ઝબકીને જાગી ઉઠી. પણ ચન્દ્રવદનને લઇને સુશીલા [illegible] સુધી આવી ન હતી.

# પ્રકરણ પાંચમું.

## "ભયંકર ભૂમિકા"

વાંચકને યાદ હશે કે આગળ વિધવા બાઇ કડવીનું નામ આવી ગયું છે. તો હવે આ સ્થળે તેની કંઇ વધારે ઓળખ આપવાની અગત્ય સમજાય છે.

રવિકાંતના ઘરથી દશ–બાર ઘરની છેટે કડવીનું ઘર છે. અને તે ઘરમાં એક બાજુ સાથે સાથે પેટાઘર પણ છે. તેમાંથી એક સુવા બેસવામાં વપરાતું અને બીજું રસોઇ માટે વપરાતું. એક ન્હાની ઓરડી પણ હતી. જોઇએ તેટલું આંગણું પણ હતું. આંગણાનાં દક્ષિણ ભાગમાં એક ન્હાનો બગીચો હતો. બગીચામાં ફુલ છોડ ઉપરાંત મ્હોટા મ્હોટા વૃક્ષો પણ હતા. ઓસરી અને આંગણાનું ભોયતળીયુ એવું સફાઇથી લીંપેલું હતું કે તેના પર કદાચ સિન્દૂર જેવી વસ્તુ પડી જાય તો જેવી તેવી–જેટલી ને તેટલી ચપટીમાં લેવાથી ઉંચકાઇ જતી. આ ઘરમાં ફક્ત વિધવા કડવી એકલી જ રહેતી હતી.

કડવીના દેહનો રંગ, ગુલાબના ફુલ જેવો, ચમ્પાનાં પુષ્પ જેવો, માલતીના પુષ્પ જેવો કે સૂર્ય–ચંદ્રના પ્રકાશ જેવો ન હતો, પણ આળસુ અને ઠપકો ખાવાને ટેવાઇ ગયલા ઓફિસના પટ્ટાવાળાના હાથથી સાફસુફ થતા કચેરીના ક્લાર્કનાં કલમદાનમાં રહેતાં ખડીયા અંદરની કાળી શાહી જેવો, અથવા આચાર–વિચારને નહિ ઓળખતી એવી ફુવડ સ્ત્રીના રસોડાના છાપરા નીચે ધુમાડાથી બંધાઇ રહેલા ધુંસ જેવો હતો! કદ ઠીંગણું શરીર જાડું, માથા પરના વાળ

નાના, અને દાંત મોટા હતા. આંખો રાતી હતી. પણ 'ચીપીયા' થી તે એક મિનિટ પણ મુક્ત રહી શકતો નહિ. નીચેનો હોઠ કંટના હોઠની પેઠે લટકતો હતો. પગના આંગળીઓ કેમ જાણે એક બીજી–પરસ્પર–લડી વઢી અબોલા લઇ બેઠી હોય તેમ અલગ અલગ રહેતી હતી. કડવી, પોતાના પિતાની મોટી પુત્રી હતી, તેણીના પિતા, તેણી દશ બાર વર્ષની થઇ ત્યાં સુધી તેણીને પુત્ર તરીકેનો પોષાક પહેરાવીને સાથે જ ફેરવતો. તેણીનું વય અત્યારે આસરે ચાલીસ વર્ષની લગભગ હતું. અને છેક બચપણથી જ પતિ મૃત્યુ પામી જતાં તેણી વિધવાપદને પ્રાપ્ત થઇ હતી.

હમણાં હમણાં તે કપાળમાં તિલક કરતી થઇ હતી. અને ગળામાં અને હાથમાં તુલસીના બેરખા ઘાલતી હતી મહોલ્લાનાં સર્વે લોકો તેણીને 'કડવી' ને બદલે 'ભગતાણી' કહેતા થયા હતા. એટલે આપણે પણ તેણીને કડવી નહિ કે'તા ભગતાણી જ કહીશું; અને તેજ નામે ઓળખીશું.

પ્રભાત થતાં કૃષ્ણને સાથે લઇ શ્રીરામકૃષ્ણનું :સ્મરણ કરતી સરલા બહાર આવી કે તરત જ સામેથી ભગતાણીને આવતી જોઇને તેણી પાછી ઘરની અંદર ચાલી ગઇ. ભગતાણી અસુયાના ઘરમાં ગઇ. એ જોઇને ભગતાણી તથા અસુયા વચ્ચે શું વાત થાય છે તે સાંભળવા તેણીએ પોતાના કાનને સતેજ તો કર્યા, પરન્તુ જ્યારે તે કંઇ પણ સાંભળી શકી નહિ, ત્યારે તેણી ઘર કામમાં લાગી.

બરાબર એક કલાક સુધી ભગતાણી અને અસુયા વચ્ચે વાત ચાલી. જ્યારે સલાહ અને વિચાર 'પરસ્પર અનુકુળ' થયા ત્યારે ભગતાણીએ સરલાને બોલાવીને કહ્યું:

" નાની વહુ ! જરા એક વાત સાંભળી જાઓ ! " બિચારી સરલા—આશ્રતનું પડીકું—ભગતાણી પાસે દબાયલા શ્વાસે આવી. અને બોલી: " શું કહો છો ? "

ભગતાણીએ બનાવટી દુ:ખનો ભાવ જણાવીને કહ્યું:

" વાત એવી છે કે તમે કોઇ વાત અસુયાને કહેવા મોકલો તો તેણીને કહેવી જોઇએ, અને અસુયા મોકલે તો તે તમને કહેવી જોઇએ. તેમાં મારી કસુર નથી. એટલે મારા પર તમે કાંઇ ખોટું લગાડશો નહિ. અત્યારે મારી ગતિ તો સીતા હરણના ' મારીચ ' જેવી છે. "

સરલા ભગતાણીની આવી ભયંકર ભુમિકા સાંભળીને ભયથી કંપવા લાગી. તેણી વચ્ચે જ બોલી ઉઠી:

" વાતને વધારવાની મતલબ નથી. અસુયાએ જે કહાવ્યું હોય તે કહી નાખો. નાહક તમારી વાતની ભુમિકા સાંભળીને મ્હારૂં હૃદય વધારે દુ:ખાય છે ! "

ભગ: " હૃદય દુ:ભાવાની તો વાત છે જ ! લ્યો, સાંભળો ! અસુયા કહે છે કે એક સાથે રહેવાથી કંકાસને ખટપટ વધતાં જાય છે, માટે આજથી તમે તમારૂં રસોડું જુદું કરો. તેણી તેનું રસોડું જુદું કરે. "

આ સાંભળીને સરલાનો તો ટેન્શો જ થઇ ગયો !......એટલુંજ નહિ પણ કેમ જાણે પોતાના શિર પર અચાનક વિજળી પડી હોય તેમ તેને લાગ્યું. જે બીકથી તેણી અસુયા સામું કદી પણ ઉંચા સાદે બોલતી નહિ, જે બીકથી તેણી અસુયા તરફના ગરમાગરમ, તીખા, અને તમતમાટ ભરેલા તિરસ્કારને સહન કરતી, અને જે બીકથી ગજા ઉપરાંત, ઘરનું અતોલ વૈતરૂં કરતી, તે બીક આજે

તેણીની સમિપે આવી ઉભી રહી. જે આગાહી કલ્પનાથી ચિત્રાઇ અદશ્યપણે ગુપ્ત રીતે જણાતી હતી તે આજે મુર્તિમાન દેખાઇ. આ વખતે રવિકાંત ઘરમાં નહતો. તેમ તે આ ઝઘડાની વાતને જાણતો પણ નહતો. એટલે ઘરમાં આવતાં જ આ સર્વનો દોષ માત્ર એક સરલાજ છે એમ સમજી બેસે તો પોતાની દશા કેવી થાય ? એ વિચારથી આ વખતે સરલાની આંખો આંસુથી ભરાઇ ગઇ. થોડી-વાર સુધી તેણી નીચી નજરે પુતળાવત્ ઉભી રહી. બાદ તેણીએ પૂછ્યું કે " શું વિપિનના પિતા પણ તેમ કરવા ખુશી છે ?"

ભગઃ " શક્તિથી શિવ શું જોદા છે ? ગૌરીનું વચન એ જ શિવનું વચન. "

ભગતાણીની આવી પૌરાણિક દૃષ્ટાંતમય વાત સાંભળતાં, આફતમાં ઘેરાયલી છતાં પણ સરલાને હાસ્ય ઉત્પન્ન થયું. પણ તે હાસ્યને રોકી અતિ કરૂણાથી બોલી " આ પ્રસંગે હવે શું ઉપાય કરવો ?"

ભગઃ " હું શું ઉપાય બતાવું ? તમારૂં દુઃખ જોઇને તો મારી છાતી ચિરાઇ જાય છે ! કદાચ મ્હારૂં ચાલશે ત્યાં સુધી તો હું તું. ચિતપણ તમારૂં ભલું થાય તેવું જ ધ્યાનમાં રાખતી રહીશ, કારણકે મને તમે તથા અસુયા બન્ને સરખાંજ છો. તમે જાણો છો કે હું તો વગર તેડી કોઇને ત્યાં જતી નથી.

રવિકાંતે મને બોલાવીને ખાસ જણાવ્યું કે જો તું આજે રસોઇ બનાવીને મને નહી ખવરાવીશ તો હું આજે અવસ્ય ઉપવાસ કરીશ. કારણકે અસુયા બિમાર છે એટલે તેણીનાથી તો કંઇ થઇ શકે તેમ નથી. "

આમ થયુ હવે મારે શું તેને ના કહેવી ? અને તો તે બોલાવે કે તમે બોલાવો, બન્ને સરખું જ છે. જ્યાં બોલાવે ત્યાં જવું એ મારો ધર્મ છે. આજે રસોઇ કરીને ખવરાવી પીવરાવી હું ઘેર જઇશ. આવતી કાલે તો તે કાંઇ બન્દોબસ્ત કરી લેશે."

ભગતાણી આટલું કહી રસોડામાં ચાલી ગઇ. અને સરલા પોતાની શયન કોટડીમાં આવીને મ્હોટેથી રડી પડી.

---

## પ્રકરણ છઠ્ઠું.

### "વામાનો વિજય!"

કિર્તન જ્યારે સમાપ્ત થયું ત્યારે અમુક રકમ, કીર્તનકાર મંડળીના અગ્રેસરે, સારંગી બજાવવાની તસ્દી લીધા માટે ચંદ્રવદનને આપવા માંડી; પરંતુ ચન્દ્રવદને તે રકમનો સ્વીકાર કર્યો નહિ. અને પ્રસન્નવદને ઘેર ચાલ્યો. રસ્તામાં સુશીલાને તેનો ભેટો થયો. કારણકે કિર્તન થઇ રહ્યા ત્યાં સુધી સુશિલા ત્યાંજ ઉભી રહી હતી. અચાનક સુશીલાને જોઇને ચંદ્રવદને પૂછયુ કે.

"સુશીલા ! તું કયા ગઇ હતી ?"

સુશિ: "હું આપને બોલાવવા આવી હતી. પણ લાચાર કે આપ જ્યાં બેસીને સારંગી વગાડતા હતા, ત્યાં ભીડ ઘણી હોવાથી હું આપની પાસે આવી શકી નહિ."

ચન્દ્ર: "આવી હોત તો શું લોકો તને ખાઈ જાત ? તું. કાંઇ દ્રાક્ષ નથી કે જોતા વેંતજ લોકો તને મ્હોંમા મૂકીજે !"

સુશિ: "આપને તો એવું બોલવાનો ટેવ છે મેં ક્યારે કહ્યું કે હું

ફ્રાક્ષ છું?"

ચન્દ્ર: "ખરૂં. મારી તો એવી ટેવ છે, પણ તું જવાબ આપવામાં ક્યાં ઓછી છે?"

સુશિ: "જવાદો એ વાત. એવી વાત હું સાંભળવા ઇચ્છતી નથી. જેને તે સાંભળવાનો અધિકાર છે તેને જઇને સંભળાવો."

આટલી વાતચીત થતાં સુશિલા અને ચન્દ્રવદન છે કે ઘર નજીક આવ્યા.

ચન્દ્ર: "સુશિલા! એવું કોણ છે કે જેને મારી વાતો સાંભળવાનો અધિકાર છે?"

સુશિ: "બીજું તે કોણ? જેણે મને ઉંઘમાંથી જગાડી આપને બોલાવવા મોકલી છે તે. ઘરમાં જઇને જુઓ એટલે જણાશે."

સુશિલા પોતાને જ બોલાવવા આવી હતી, એવા તેણીના શબ્દો પર કંઇ ધ્યાનબાર આવ્યા નહિ. "પોતે કાર્ત્તન સાંભળવા આવેલી અને મેં જોઇ એટલે સમય સૂચકતા વાપરી "હું બોલાવવા આવી છું" એ વાત ઉપજાવી કાઢી છે."

એવો વિચાર કરતો ચન્દ્રવદન ઘરમાં પ્રવેશ્યો. આંગણામાં તેણે કોઇને જોયું નહિ. એટલે રસોડામાં જોયું. ત્યાં તો રસોડામાં ભગતાણીને રસોઇ કરતાં જોઇ. બનેલ બનાવથી બેખબર ચંદ્રવદને કંઇ હાસ્ય કરી ભગતાણીને કહ્યું:

"લક્ષ્મીસ્વરૂપ અમારૂં રસોડું તૈયાર કરી રહ્યા છે?"

ભગતાણી સાથે ચંદ્રવદને હસવા બોલવાની છૂટ હતી–ટેવ હતી. વખતોવખત તેણીને તે કહી લેતો અને ભગતાણી પણ ગુસ્સે થયા વિનાજ તેની બાતને બંધબેસતો થાય તેવો ઉત્તર આપી દેતી. આવો વ્યવહાર હતો, છતાં પણ અત્યારે ચંદ્રના પ્રશ્નનો ઉત્તર આપવાની

વિ. ૩

ભગતાણીએ લેશ પણ દરકાર કરી નહિ. ઉત્તર આપવાનું તો બાજુ-પર રહ્યું પણ ચંદ્રવદનની સામું પણ તેણીએ જોયું નહિ. જાણ્યું અજાણ્યું કરી ચન્દ્રવદન ફરી બોલ્યો:

"વાણીરૂપ વારિ અભાવે પ્યાસી ચાતક ક્યારનોય વચનામૃતની યાચના કરી રહ્યો છે. દયા લાવીને ચાતકને શાન્ત કરો."

ભગતાણી કંઇપણ બોલી નહિ. ચંદ્રવદન કિર્તન ધ્વનિના આનંદમાં એટલો તો હર્ષઘેલો થઇ ગયો હતો કે સહજમાં ભગતાણીના તોબરા જેવું ચડેલા મ્હોં પરથી તે વિષે કશું અનુમાન કરવાની ફુરસદમાં નહતો. આખરે તેણે હાથ જોડીને કહ્યું:

"મોટા લોકોને લાયક નથી કે પોતાના દીન અને ધનહીન સેવકને સતાવવા ! કોઇપણ જાતની કસુર થઇ હોય તો તે ક્ષન્તવ્ય ગણો. નહિતર યોગ્ય લખો તે દંડ કરો. અપરાધિ સામેજ ઉભો છે."

ભગતાણી હજી પણ બોલી નહિ એટલે ચંદ્રવદનનાં અંતરમાં સંદેહ ઉત્પન્ન થયો. અને સુશિલા પોતાને બોલાવા આવેલી તે વાત યાદ આવી અને ખાત્રી થઇ કે સુશિલા મને બોલાવવા જ આવેલી હોવી જોઇએ. ભગતાણીના ઉત્તરની દરકાર નહિ રાખતા તરત જ તે સરલા પાસે ઉપસ્થિત થયો. સરલા, એકલી રડયા કરતી હતી એટલુંજ નહિ પણ તેણી ખરેખર ! ચિન્તાના મહાસાગરના છેક ઉંડાણમાં ગોથા ખાતી હતી. ગૃહમાં આવતાં સરલાની આવી કરૂણદશા જોનાંજ ચંદ્રવદન આશ્ચર્ય પામ્યો. હૃદયનો આનંદ ફ્લેયાઇ ગયો. ઘડી પહેલાં જે મુખ ઉપર અપૂર્વ હાસ્ય હતું, તે હાસ્ય ઉડી ગયું. કમળ સમાન દેખાતો હમેશનો ચ્હેરો એકદમ શુષ્ક થઇ ગયો અને શરીરના સમસ્તાંગ કંપવા લાગ્યા. એટલુંજ નહિ પણ તે અરસામાં તો તેના મગજમાં અનેક ભયોત્પાદક તર્ક–વિતર્ક ઉત્પન્ન થયા અને લય

પામી ગયા. થોડીવાર તો તે શિવનેત્ર ઉભો રહ્યો, બાદ ઉતાવળા શ્વાસે તેણે પૂછ્યું કેઃ

"કૃષ્ણ ક્યાં છે?"

સરલા આંખો લુછીને બોલી!

"કૃષ્ણ સ્કુલમાં ગયો છે."

"તું કેમ રડે છે?"

"હવે તો રડવાનીજ વખત છે."

"કારણ?"

"વિપિનના પિતાએ આજથી આપણને જુદા કાઢ્યા છે!"

"વાત તો એજ છે ના? ગાંડી રે ગાંડી! એમાં આટલો બધો ખેદ કરી રહી છે? શું રવિભાઇએ આપણને જુદા રહેવાની આજ્ઞા કરી?"

"પ્રથમતો ભગતાણી સાથે જુદા થઇ જવાનું કહાવ્યું છે."

"તેનું કંઇ કારણ તું જાણે છે?"

"બીજું તો નથી જાણતી. પરંતુ રમકડાવાળા નજીક મારી વચ્ચે તથા મ્હોટા ભાભી વચ્ચે જે કંઇ વાતચીત થઇ હતી, તે વાતના પરિણામેજ કદાચ તેમને આમ કરવું પડયું હોય એમ કલ્પના –અનુમાન–થાય છે. સિવાય કંઇ મહત્વનું કારણ કલ્પી શકાતું નથી."

એમ કહી તેનીએ રમકડા સંબંધીની સર્વે વાત તથા તે બાદ જે કંઇ બન્યું હતું તે પોતાના પતિને કહી સંભળાવ્યું; જ્યારે ચંદ્ર, સઘળું સાંભળી ચૂક્યો ત્યારે તેણે જરા હસીને કહ્યું—!

"એમાં તું આટલી બધી શા માટે બેચેન બને છે? રવિભાઇ આજે કચેરીમાંથી ઘેર આવશે કે તરતજ તે તોફાન શાંત બની જશે. અનુમાન થાય છે કે તેમણે આ વાત બરાબર—યથાર્થ– સાંભળી નથી

આશ્રુ ઉપર ઉપરથીજ સાંભળી છે. અને તેથીજ તે એમ બોલી ગયા હશે. પણ જો તેણે વિસ્તારપૂર્વક સાંભળ્યું હોત તો તે ત્રણ કાળમાં પણ એવું કથન ન કાઢત. માટે ચિંતા નકર. એ કોઇ દિવસ આપણને પોતાથી જુદા કરેજ નહિ એવી મને ખાત્રી છે."

ભોળી સરલા, સ્વામિના શબ્દો સાંભળીને સુપ્રસન્ન થઇ ગઇ. તેણે ઉદ્‌ગાર કાઢયાઃ

"રવિભાઇ આપણને જુદા ન કરે તો આપના મ્હોંમા ઘી સાકર."

"મ્હોંમા ઘી સાકરની તો પછી વાત પણ અત્યારે તો માથામાં થોડું તેલ પડે તો ઠીક છે, કારણકે ગઇ રાત આખી ઉજાગરો કરવાથી માથું ફરે છે. અને આખું શરીર અકળાઇ ગયું છે."

સ્વામિ સેવાપરાયણમાં સુંદરી સરલા, સદાય સાવજ રહેતી હતી. તેણીએ તરતજ પતિના માથામાં તેલ નાખ્યું; અને પોતાના કોમળ હાથથી ઘસવા લાગી થોડી વારે તેલ ઉપરથી જ્યારે ઉજાગરાથી તપી ગયલું ચંદ્રનું માથું શાંત થયું; ત્યારે તેણે ચંદ્રના આખા શરીર પર તેલ ચોળીને તેનાં શરીરને હળવું કર્યું. શરીરે તેલ ચોળાઇ રહેતાં સ્વામીને સ્નાન કરાવવા ગરમ પાણી લાવવા તેણી તયાર થઇ પણ ઋતુ ગ્રીષ્મ હોવાથી ગરમ પાણી કરતાં ટંડું પાણી વધારે સારૂ લાગશે એમ કહી પોતે આપોઆપ સ્નાન કરવા ગયો. પતિના ગયા પછી સરલ સ્વભાવની સરલા ભગતાણીને રસોઇના કામમાં મદદ કરવા ના હેતુથી રસોડામાં ગઇ. સરલાને રસોડામાં જતી જોઇ, અસુયા, સુશીલાને સંબોધીને બોલી ?

"સુશિલા ! જોજે મારા રસોડામાં કોઇ ન જાય"

સુશિલા આ વખત ત્યાં નહોતી. તે અસુયા જોઇ શકતી હતી છતાં પણ જાણીજોઇને તેણીએ સુશિલાનું નામ આપીને આમ

કહ્યું તેનું મુખ્ય કારણ એજ કે તેણી જેના પર ગુસ્સો કરતી તેની સાથે સીધી રીતે બીલકુલ બોલતી નહિ, કે તેની સાથે બોલવાની પણ તક લેતી નહિ. કોઇને કંઇ કહેવું હોય તો સુશિલાનું નામ દઇને કહેતી.

અનુયાની આવી ઇરાદાપૂર્વક સંકેતવાણી સાંભળીને સરલાદેવી જેવી આવી તેવીજ પાછી પોતાની શયનઓરડીમાં આવી. સુશિલા કંઇ કામ પરત્વે બહાર ગઇ હતી. બહારથી આવતાં તેણીએ ભગતાણીને રસોડામાં બિરાજમાન થયેલી જોઇ સરલાને જઇને પૂછ્યું:

"શું તમને આજ વિસામો આપ્યો છે કે તમે તમારી મેળેજ ત્હમારો રાંધવાનો ચાર્જ ભગતાણીબાને સોંપ્યો છે?

સુશીલા ઘણીજ હસમુખ અને આનંદી હતી. વળી કંઇ પણ બોલતી તો તેણીના બોલેબોલમાં ગર્ભિત હાસ્ય સમાયલું જણાતું અને બોલતાં બોલતાં પોતાને પણ નિર્દોષપણે હાસ્ય થતું. એ કારણથી આ પ્રશ્ન પણ તેણીએ હસતાં હસતાં સરલાને પૂછ્યું.

સરલાઃ તું સુશીલા! "પ્રસંગ અપ્રસંગને ઓળખતી નથી.
પણ–પણ–હસવામાંજ સમજે છે!"

સુશિઃ "હસું નહિ તો શું રડું, શેઠાણીજી! રડે તમારા ને મારા દુશ્મન!"

આટલું બોલતાં તે નિર્દોષ દાસીની આંખમાં કોઇ અનેરી ભાવનાનાં આંસુ ઉભરાયા તે તરતજ પોતાના હાસ્ય યુક્ત સ્વભાવને તિરસ્કારી મ્હોઢું ચ્હડાવી એક તરફ બેસી ગઇ.

સરલાઃ „ સુશિલા! તું ઓછું ન લાવ ને સાંભળ! રવિભાઇએ આજે અમોને પોતાનાથી જુદાં કાઢયાં છે; એટલે ભગતાણીજી રાધવા આવ્યા છે, સમજી?"

સુશિઃ "ત્યારે હવે મારે કોની સાથે રહેવું?"

સરલા: " કેમ ?"

સુશિ: " કેમ શું સર્વથી વધારે મુશ્કેલી તો મને આવી "

આમ કહેતાં તે ફરી હસી પડી;

"સુશિલાને હસતી જોઇ સરલાએ ક્રોધિત મુદ્રાએ કહ્યું:

"સુશિલા ! આવા પ્રસંગમાં પણ તું તારા હાસ્યને નથી રોકી શકતી ?"

આ વખતે વિપિન તથા કૃષ્ણ બન્ને સાથેજ સ્કુલમાંથી ઘેર આવ્યા. આવતાંજ કૃષ્ણ સરલાની શયન કોટડીમાં આવીને બોલ્યો: "બા! ખાવા આપ!"

સરલાએ પોતાનો કલ્યાણ કર હાથ તેના મ્હોં પર ફેરવીને કહ્યું: "જરા ખમીખા. હું હમણાંજ તને ખાવાનું આપું છું."

કૃષ્ણની માફક વિપિન પણ અસુયાની પાસે ગયો અને તરતજ અસુયાએ તેને પેંડો આપીને કહ્યું: "અહિં બેસીને ખાઇલે."

વિપિને, માતાના કહેણને ગણકાર્યું નહિ, અને પેંડો લઇ કૃષ્ણની પાસે ગયો અને બોલ્યો: "પેંડો જોઇએ છે ?"

કૃષ્ણ: "હા આપ થોડો. મને ભુખ લાગી છે."

વિપિન: "આપું તો ખરો પણ તને આપું ને મારી બા જાણે તો મને મ્હારે, માટે નહિ આપું !"

કૃષ્ણ: "મને પેંડો આપવાથી તારી બા તને મારે શા માટે ? હું તને આપું છું. તે જાણીને મારી બા તો મને કંઇ મારતી નથી; એતો એમજ કહે છે કે જે ખાવું તે વિપિનને આપીને જ ખાવું. તું ખાને વિપિનને ન આપે તેમાં પાપ લાગે છે."

વિપિન: "તારી બા તને એમ કહેતી હશે પણ મારી બા તો મને મારેજ. માટે અત્યારે નહિ આપું પણ જ્યારે હું મોટો થઇશ ત્યારે જરૂર તને આપીશ."

કૃષ્ણ: "તું મોટો થઇશને હું શું ન્હાનો રહીશ? તું મોટો થઇશ ત્યારે હું પણ મ્હોટો થઇશ અને એવખતે હું તારી પાસેથી કંઇપણ માગીશ નહિ."

આ પ્રમાણે વાતો કરતાં બન્ને બાળકો રસોડા નજદિક ગયા, વિપિને આડું અવળું જોઇને કોઇને ન દેખ્યું ત્યારે ઝટ પોતાના પેંડા-માંથી અરધ ભાંગીને કૃષ્ણના હાથમાં આપવા લાગ્યો. કૃષ્ણે લેતાં જરા આનાકાની કરી એ દર્મ્યાન ભમતાણી દૃષ્ટિ તે તરફ ખેંચાઇ એટલે તે બોલી ઉઠી:

"વિપિન! તું જાણે છે કે કોઇ નથી દેખતું પણ હું જોઉં છું, જો તું ગોપાળને પેંડો આપીશ તો હું ત્હારી બાને કહીશ."

વિપિન: "શા માટે? હું તો કોઇને નથી આપતો જુઓ. હું એક-લોજ ખાઉં છું.

એમ કહી મારની બ્હીકે કૃષ્ણને જોડો નહી આપતા ભમતાણીના ફાટેલા ડોળા વચ્ચે વિપિને મ્હોમાં મુકી દીધો. આથી કૃષ્ણ ઉદાસ મ્હોડે પોતાની માતા પાસે આવ્યો. દર્મ્યાન સુશિલા મ્હોલ્લામાં મીઠાઇ વાળાને ત્યાથી પેંડા લેઇ આવી એટલે કૃષ્ણ આવ્યા ને ઝટ તેના હાથમાં પેંડા આપીને હાસી બોલી "લે આ પેંડો, કૃષ્ણ!"

પેંડો લેઇને અજ્ઞાન કૃષ્ણ, પેંડો ખાતો ખાતો વિપિન હતો ત્યાં ગયો

ચંદ્રવદન સ્નાન કરીને ઘેર આવ્યો. રવિકાંત પણ કચેરીમાંથી ઘેર આવ્યો. કચેરીના કામથી રવિભાઇ થાકીને આવ્યા હશે એમ સમજી તે વખતે તો ચંદ્રવદને તેને કાંઇ કહ્યું નહી ભગતાણીએ નિત્ય કર્મ કરવાનાં સાધનો તૈયાર રાખ્યા હતાં, એટલે આવીને તરતજ રવિકાંત નિત્ય કર્મમાં પ્રવૃત્ત થયો.

અનુદીન નિત્ય કર્મમાંથી પરવારી રવિકાંત રસોડામાં જમવા જતો એ વખતે ચંદ્રવદનને જમવા હાક મારતો. જો ચંદ્ર હાજર હોય તો બન્ને ભાઇ સાથે જમવા બેસતા, પણ હાક મારતાં છતાં પણ ચંદ્ર હાજર ન હોય તો તેવું નક્કી થયા બાદ ન છૂટકે રવિકાંત એકલો જમી લે તો.

પણ આજે નિત્ય કર્મથી પરવારી ચન્દ્ર ઘેર છે, એવું જાણ્યા છતાં પણ જમવા માટે તેને હાક મારી નહિ ચુપચુપ રવિકાંત એકલોજ રસોડામાં ચાલ્યો ગયો. ભગતાણીએ થાળી પીરસી. રવિકાંત જમવા બેઠો.

ચન્દ્રવદન વાટ જોતો હતો કે રવિકાંત હમણાં મને બોલાવશે, પરંતુ જ્યારે તેણે જોયું કે હું ઘરમાં છું એવું જાણતાં છતાં વડીલભાઇએ મને જમવા માટે નહિ બોલાવતાં એકલાજ તેઓ જમવા બેસી ગયા છે, એટલે તે આપોઆપ વગર બોલાવ્યે જમવા માટે નહિ પણ વાતને ચોક્કસ કરવા માટે રસોડામાં ગયો, ચન્દ્રવદન રસોડામાં ચાહીને આવ્યો છતાં પણ તેને ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે અને પોતે મ્હોટો છે છતાં પણ રવિકાંતે ન્હાનાભાઇને, ભાવે-કભાવે પણ જમી લેવાનું તો ન કહ્યું પણ સામું જોવાની ઉદારતા પણ ન બતાવી.

વડીલભાઇની વર્તણુંકમાં અજબ અને ગજબ ફેરફાર થયેલો જોઇ ચંન્દ્રવદન સમજી ગયો તો પણ વધારે ચોક્કસ કરવાના હેતુથી તે નકટો બનીને રસોડામાં ઉભો રહ્યો. અને બોલ્યો:

"મ્હોટાભાઇ! શું આજે આપે અમોને જુદા થવાની આજ્ઞા કરી છે?

રવિઃ "હા. સાથે રહેવાથી રોજ કલહ થાય છે તે મારાથી સહન થઇ શકતો નથી. જુદા થવાથી કલહ શાંત થશે એમ સમજીને જ મેં જુદા થવાનું જણાવ્યું છે."

ચંદ્રઃ " કલહ કેમ થાય છે ? ને જો થાય છે તો તે કોના દોષને આભારી છે, એ વાત આપે અવશ્ય નક્કી કરવા જેવી છે. એ નક્કી થયા પછી જો જુદા થવાની આપની આજ્ઞા થશે તો તે વાસ્તવીક લેખાશે."

રવિઃ " એ વાત મેં નક્કી કરી લીધા પછીજ જુદા થવાનું કહ્યું છે." આટલું કહીને રવિકાંત હાથ મ્હોં ધોઇ પાન ખાવા રસોડા બહાર આવીને ચટાર પર બેઠો.

ચંદ્રઃ " આપે કલહ થવાની વાત શી સાંભળી ? જે સાંભળી છે તે એકપક્ષી છે. માટે જે સાંભળી હોય તે મને કહી સંભળાવો. પછી હું જાણું છું તે સંભળાવીશ."

રવિઃ " મ્હને ફુરસદ નથી ! "

ચંદ્રઃ " તો આપની સાજ્ઞા શિરોવંદ્ય ! હું નિરૂદ્યમી છું, લાચાર છું, પણ જાણજો કે પરમાત્મા સર્વેનો છે. હું પૈસે ભિખારી છું એટલે હું મ્હારી પત્ની અને કૃષ્ણ હવે તમોને ભારે પડીયે, છીયે. પણ જે જગતનું પોષણ કરે છે, તેને અમે ભારે નહિ પડીયે. જેણે દાંત આપ્યા છે, તે ચાવવાનું આપવા જેટલો નિર્દય નથી "

આટલું કહી ચંદ્રવદન ત્યાંથી ચાલતો થયો. રવિકાંતે તેને જતો અટકાવીને કહ્યું: " જે કંઇ મઝીયારી મિલ્કત હશે તે પંચને બોલાવીને વ્હેંચી આપીશ."

ચંદ્રઃ " પંચને બોલાવવાની કંઇ જ જરૂર નથી. હું મ્હારા વડીલ ભાઇની સાથે કોઇપણ ચીજના માટે તકરાર કરૂં તેમ નથી. તમને યોગ્ય લાગે તે આપજો. અને ન આપો તો તમે ક્યાં બીજા છો ? મ્હારા મ્હોટા ભાઇ છો. વડીલ છો. જે તમારૂં

તે મારૂં. તમારે ત્યાં હોય તો પણ અને સંતોષ રહેશે. મને કંઇપણ ચીજની આશા નથી, કિસ્મત અનુકુળ થશે, ભાગ્યનો પાસો સાનુકુળ પડશે તો અનેક ચીજો અનાયાસે પણ આવી મળશે. પણ કિસ્મત પ્રતિકુળ હશે તો આપ કદાપી લાખ બે લાખ રૂપિયા આપશો તો પણ કાળજીપૂર્વક સાચવીને સંભાળપૂર્વક રાખવા છતાં ગમે તે રીતે પાંખો કરીને ઉડી જશે."

આટલું બોલીને ચંદ્ર, પોતાના રૂમમાં આવ્યાં.

અસુયા અધિરા કાને બન્ને બંધુ વચ્ચે શી વાત થાય છે, તે સાંભળતી હતી. ચંદ્ર ગયો કે તરતજ તે રસોડાની પાસે બેઠેલા રવિકાંત પાસે આવી અને બોલી:

"હાં! જોયું? ભાઇ સાહેબને કેટલું ગુમાન છે? કેમ જાણે આખા ઘરનું પોષણ પોતેજ પુરૂં પાડતા હોય!"

રવિ: "એ અહંકાર હવે ક્યાં સુધી નભશે? મુર્ખ છે એટલે તે સમજતો નથી, પણ ચાર પાંચ દિવસમાંજ આંખ ઉઘડી જશે. પૈસા વિના પેટ ભરશે શી રીતે?"

આટલું બોલીને રવિકાંત, પોતાના પ્રાયવેટ રૂમમાં ગયો.

અસુયા, ભગતાણી અને વિપિન સાથે જમવા બેઠા. અસુયાના આનંદનો આજે સવધિ હતો! કારણ કે તેનો-એ વામાનો વિજય થયો હતો! ખરેખર!—

"વામા ખરે! વિષ વેલ છે, નહિ ઝેર તે વામી શકે!
"આકાશને અબળા તણાનો પાર કો' પામી શકે!
"જ્યારે ખીજે છે કામિની ત્યારે ભયંકર થાય છે!
"પ્રથ્વી અને કદર્પમાં બાજી ખુની ખેલાય છે!

# પ્રકરણ સાતમું.

## "દાસી કે દેવી?"

"આ વિશ્વમાં સૌ કોઇના સરખા દિવસ જાતા નથી,
"તેથીજ સમજુ સાલબીથી લેશ ફુલાતા નથી!
"હા! તર તીજોરી એક દિન 'તળીયું સરાચટ' થૈ જશે,
"લાખોપતિ પળમાં ખરેખર રંક માગણ હા! થશે!
"છે નિયમ એ કુદરતતણો સુખની પછી દુઃખ થાય છે!
"ઘટમાળ આ સંસારની ક્રમવાર ફરતી જાય છે!

મંગલ"

ચૈત્રમાસમા મધ્યાનહ્ સમયે કલકત્તાના રસ્તામાં એક વૃક્ષની નીચે ચાલીચાલીને કંટાળેલો એક મુસાફર દીન અને મ્લાનવદને બેઠેલો જણાય છે. દુરથી જોતાં તેની ઉમ્મર ચાલીશ વર્ષની હોય તેમ અનુમાન થતું હતું, પરંતુ નજીક જઇને જોતાં તે ભાગ્યેજ અઠ્ઠાવીશ વર્ષની વયમાં હતો. માથામાં પચીસપચાસ શ્વેતવાળ હતા, તે વધારે વર્ષ થયા હોય એમ સુચવતા હતા, પણ ધ્યાનપૂર્વક જોતાં ચિંતાના પ્રાબલ્યથી જ તે મુસાફર જુવાનીમાં બુઢાપો ભોગવી રહ્યો હતો. તેના પગમાં તૂટેલા સ્લીપર ધુળથી ભરેલા હતા. ચાલવાથી છેક ઘૂંટણ સુધી બન્ને પગે ધુળ ચડી ગઇ હતી. મલમલની પણ જીર્ણ અને મીલવાળી ધોતી પહેરી હતી. બેચાર ઠેકાણે શિવેલો અને એક ઠેકાણે થીગડું મારેલો અને બટન વગરનો પણ ઉંચા કપડાનો કોટ તેણે પહેર્યો હતો. પાસે એક નેતરની લાકડી સિવાય તેની પાસે કાંઇ જોવામાં આવતું નહતું.

પ્રાચીન-અર્વાચીનનાં શાસ્ત્રો-પુરાણો, નૉવેલ કે દંતકથાઓ-એ સર્વનું અવલોકન કરતાં એટલું તો સિદ્ધ થાય છે આ બહુ રંગી, અને ક્ષણેક્ષણે દગો કરનારી દગાખોર દુનિયામાં આવેલા મનુષ્યનાં જીવન એક સરખા દિવસમાં કદી પણ પસાર થયા નહતા થતા નથી, ને ભવિષ્યમાં દુનિયાના અંતસુધીમાં પણ કોઇના થશે નહિ.

આપણા ચંદ્રવદનને સ્વપ્નમાં પણ ખ્યાલ નહતો કે પોતે બુરી હાલતનો ભોગ થશે. પોતાના પિતા અઢળક દ્રવ્ય મુકી ગયા હતા, તેનો ભોકતા મ્હોટા ભાઇ એકજ થશે અને પોતાને ચીંથરે હાલ સ્થીતિમાં રહખવું પડશે!

પ્રિય વાંચક! વૃક્ષ નીચે બેઠેલો મુસાફર એજ ચંદ્રવદન પણ આજે તેનું ચંદ્ર જેવું વદન નથી.

ચંદ્રવદને થોડીવારે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને તેની સાથે ઉદ્‌ગાર કાઢયા:

"હવે હું ક્યાં જાઉં? કોને મારૂં દુઃખ કહું? કોણ સાંભળશે? કદાચ સાંભળનાર? મળશે તોય પણ તે મારી દુઃખદ હાલતનો વિશ્વાસ કેમ કરશે?"

ચંદ્રના દુઃખનો-તેની કઢંગી સ્થિતિનો વધારે હેવાલ આપવો યુક્ત થશે.

મ્હોટાભાઇથી જુદા થઇ તેણે કેટલાક દિવસતો સારી રીતે પસાર કર્યા. પરંતુ જયારે ગામના વ્યાપારીઓએ ઉધાર આપવાનું બંધ કર્યું, ત્યારે પડોશિઓનું કરજ કરીને ગૃહવ્યવહાર ચલાવવા લાગ્યો થોડા સમયબાદ પડોશિઓએ પણ હાથ ખેંચ્યો. એટલે પછી ગૃહ અંદરની મિલકત ઘરેણાં, કપડાં અને છેલ્લે ઠામ વાસણ પણ વેચીને ચલાવ્યું અંતે તે પણ પરવારી બેઠો એટલે લાચારીથી ચાર-

આળ ચદ્રવદનને ઉપવાસ પર દિવસ ગુજારવાનો સમય આવ્યો કોઇ વખતે પેટ પુરણ, કોઇ વખતે એથી પણ થોડું ને કોઇ વખતે સમુળગું પણ નહિ એવી રીતે ચંદ્રના દિવસ અતી કષ્ટથી કપાવા લાગ્યા. ઘરમાં એક પોતે; સરલા કૃષ્ણા અને સુશિલા એ ચાર મૂર્તિ હતી.

રવિકાન્ત, ન્હાના ભાઇની આ પરિસ્થીતિ ને જાણતો હતો, પરંતુ અસુયાને આલિંગન થયેલો એ વકીલ, કંઇપણ મદદ કરવાની લાગણી બતાવતો નહતો. તેમ ચંદ્રવદન પણ મ્હોટાભાઇને 'કંઇ પણ નથી જોઇતું' એમ કહી દીધેલું છતાં હવે લાચારીથી થોડી ઘણી માગણી કરવા જવાનું પસંદ કરતો નહતો. એવી લાચારી કરીને મળતા દ્રવ્ય પર દિવસો ગુજારવા, એના કરતાં ભુખે મરી જવું એ શ્રેષ્ટ છે! ચન્દ્રવદનનો આત્મા એ પ્રમાણે ગુજી રહેતો હતો.

"ગરિબ પણ પુણ્યાત્માના આશ્રયે, ભિખારી ગણાઇ રહેવું તે શ્રેષ્ટ છે, પણ પાપાત્મા તવંગરના આશ્રયે રહીને અમીર ગણાવું તે નષ્ટ છે."

એવું સમજનારી દાસી ( કે દેવી ? ) સુશિલા જાણતી હતી કે ચન્દ્રપાસે દલ્લો નથી—છતાં પણ મ્હોટાભાઇએ તેઓને જુદા કાઢયા ત્યારે સુશિલાએ ચંદ્રવદનને ત્યાં પગાર ઠરાવાને નહિ પણ પેટ વરીયે રહેવા—કદાચ પેટનું પણ પુરૂં ન પડે તો ભુખ્યા રહીને પણ સરલા જેવી ધર્મચરિણીની દાસી કહેવરાવવામાં પોતે પોતાને ધન્ય માનતી હોવાથી તે ચન્દ્રવદનને ત્યાં સરલાની દાસી બની રહી હતી.

એક દિવસે જીર્ણ કપડાં તેમાં પણ વધારે મલિન થઇ જવાથી ચન્દ્ર, ઘરમથી બહાર જઇ શકયો નહિ. અને સુશિલાની સાથે ધોબીને ત્યાં કપડાં મોકલી આપી કહેવરાવ્યું કે "ધોઇને આ સાંજ સુધીમાં પાછા આપી જવા. કપડાં આવશે ત્યારે મ્હારાથી બહાર જવાશે."

ધોબી બિચારો સરળ હતો. એટલે કાળજી રાખી કપડાં ધોઇ તૈયાર કરી સાંજના ચાર વાગ્યે પહોંચતા કરવા ચન્દ્રવદનના મહોલ્લામાં આવ્યો.

અસુયાએ ધોબીને જોયો અને પુછયું: "કોનાં કપડાં છે?"

ધોબી: "ન્હાનાં શેઠનાં છે. બહુ મેલાં થવાથી, તેઓ બહાર જઇ શકે તેવું નહતું એટલે આજને આજ તૈયાર કરીને આપવા જાઉં છું."

અસુ: "પહેરવાને પુરાં કપડાં નથી કે ખાવાને અનાજનો દાણો નથી કે વાપરવા રાતી પાઇ નથી છતાં પણ ન્હાના શેઠ ધોબીના ધોયેલાજ કપડા વાપરી રહ્યા છે, તો જો કાંઇ ખીસ્સામાં હોત તો કોણજાને શું એ કરત?

ધોબી: "એતો તમે જાણો મોટા ઘરની વાતમાં અમે વસવાયા શું જાણીએ?"

અસુ: "વારૂ કપડા ધોવાનો તે મહિનો શું આપે છે?"

ધોબી: "વર્ષ દહાડે પાંચ રૂપિઆ ઠરાવ્યા છે."

અસુ: "ઠરાવ્યા છે એટલુંજ કે અત્યાર સુધીમાં કંઇ આપ્યું છે?"

ધોબી: "નહિ. આજકાલ કરતાં દોઢ વર્ષ થઇ ગયું છે. તો પણ આજે તો કહેવું છે."

અસુ: "કહીનેજ બસ ન કરવું પણ જે હોય તે ઝટ પતાવી લેવું?"

ધોબી: "પણ આગ્રહ કર્યા છતા ન આપવાનો વાયદો કરે ત્યાં શું કરૂં?"

અસુ: "હું કહું તેમ કરે તો વાતવાતમાં હિસાબ પતી જાય."

ધોબી: "તે કેવી રીતે?"

અસુ: "સાંભળ. કપડાં તારે હાથમાંજ રાખવાને કહેવું કે કપડાં તૈયાર છે, પણ પાછલો હિસાબ આપ્યા વગર હું કપડાં આપુ

વાનો નથી. આમ કહેવાથી જો તે આપીએ તો ઠીક છે નહિતર દમ ભરાવીને સંભળાવી દેવું કે ધોવાના પૈસા આપવા મળતા નથી તો ધોવરાવો છો શા માટે? પાસે પૈસા નહિને ધોવરાવવા દોડયા આવવું એ કયાંની રીત?"

ધોબી: "એવું કહેવાથી તો તેમને ગુસ્સો ચડે!"

અસુ: "ગુસ્સો ચઁડશે તો ત્હારૂં શું કરી શકશે? શું તને ગામ બહાર કાઢી મૂકશે? મેં કહ્યું તે પ્રમાણે કહેજે. અને તે છતાં પૈસા ન આપે તો કપડાં લઇ પાછો આવ એટલે ગરીબ જાણી હુ તને બે રૂપિયા આપીશ."

પ્રથમ તો ધોબી બીચારો ડરી ગયો હતો, પણ જ્યારે અસુયાની સંપૂર્ણ સલાહ અને ઉશ્કેરણી મળી, ત્યારે તે અક્કડ થયો એક તો ધોબીભાઇ, અને તેને મળી વગર ખર્ચે પરિપક્વ થયલી ગુરૂાણી અસુયાબાઇ! પછી વાવડી ચસ્કી જાય એમાં શી નવાઈ!

અસુયાની શિખવણી પ્રમાણે બોલવાનો નિશ્ચય કરીને ધોબી ચંદ્રવદનને ઘેર આવ્યો, સરલા ઘરના બારણેજ બેઠી હતી. આવતા-વેંતજ ધોબીએ અસુયાના શીખવેલા શબ્દો સંભળાવ્યા: "કપડાં ધોઇને લાવ્યો છું. પણ આગળનો હિસાબ નહિ આપો તો મારૂં કામ નહિ ચાલે?"

સરલા: "કપડાં આપી જાઓ. અને આટલા દીવસ જેમ ખમ્યા તેમ એક બે દિવસ વધુ. જે સરદારને ત્યાં રવિભાઇ છે તેમની પાસે આજે ત્હારા ન્હાના શેઠ જવાના છે. ખાત્રી છે કે તેમની પાસેથી કંઇને કંઇ મળશે અને પછી તમે અવકાશ લઇ પાછા અહિં આવજો એટલે તમને પુરી નહિ તો અર્ધી રકમ પણ આપીશું."

ધોબી: "નહિ. મને આજેજ જોઇએ. આપ્યા વિના હું આજ અહિંથી ખસવાનો નથી. મને રૂપિઆની અત્યારે ખાસ જરૂર છે!"

સરલા: "ભાઇ! આજે મારા હાથમાં એક પાઇ પણ નથી. સાચું પૂછો તો એજ મુશ્કેલીએ મેં સવારનો ચુલો પણ ચેતાવ્યો નથી. જો કાંઇ હોત તો હું તમને જરૂર અર્પત. મારી વાત પર વિશ્વાસ લાવો. હું જુઠું કહેતી નથી."

સરલાના હાથમાં પીતળનું કડું (સૌભાગ્ય ચૂડી) હતું. તેને ધોબીએ સોનાનું ધાર્યું અને બોલ્યોઃ

"ચુલો નથી ચેતાવ્યો એ વાત હું કેમ માની શકું?"

સરલા: "કેમ?"

ધોબી: "કેમ શું! જેના હાથમાં સોનાનાં કડાં, તેના ઘરમાં ખર્ચની તંગી? બનેજ નહિ!"

ધોબીની વાત સાંભળી સરલાના નેત્ર લાલ થઇ ગયાં. મનમાં ક્રોધની સાથે ગ્લાનિ પણ થઇ. પરંતુ તેણીએ તુરત તો તે ભાવ ગુપ્ત રાખ્યો અને ફીકકું હસીને બોલીઃ

"ભાઇ! ઇશ્વર કરે ને તમારી વાત સત્ય ઠરે અને મારા હાથમાં ફરી કાંચનનાં કડાં પડે. અત્યારે તો સોનું કે ચાંદી કંઇજ નથી. તમે જુવો છો તે કડાં સોનાનાં નહિ, પણ પિત્તળનાં છે."

એટલું કહેતામાં સરલાની આંખમાં દુઃખાશ્રુ ઉભરાયા.

"સંસારમાં ગરીબ નેષ્ટ મનાય છે. તે ઠીક છે પણ જો તે ગરીબી કેવળ નીતિ, અને સત્યના પ્રકાશથી દીપતી હોય છે તો તે ભલે સંસારમાં નેષ્ટ ગણાય, પરન્તુ પ્રભુના ઇન્સાફમાં તેની ગરીબીનું સ્થાન શ્રેષ્ઠ છે."

સરલાની આંખમાં આંસુ આવેલા જોઇને પત્થરની સાથે વધારે ટાઇમ સહવાસ રાખનારા ધોબીના અંતરમાં પણ દયાનું ઝરણુ ફૂટ્યું. દયાના એ દીવ્ય ઝરણુના પ્રવાહમાં અસુયાનો ઉપદેશ તણાઇ ગયો. ધોબીએ કપડાં આપી દીધા અને દુઃખનો દમ ખેંચીને ત્યાંથી તે ચાલ્યો ગયો.

ધોબીના ગયા પછી સુશીલા બહારથી આવી. આવતાંજ તેણીએ સરલાને પૂછ્યું.

" નાની શેઠાણીજી ! મોં ઉદાસમાં કેમ છે ? "

સરલા: " સુશિલા ! તને કંઇજ ગમ નથી. "

સુશિ: " કેમ ? "

સરલા: " તું એટલા તો જોરથી બોલે છે કે જેનો કંઇ હિસાબ નહિ. કૃષ્ણ, માંડ માંડ સુતો છે તો અવાજ સાંભળી જાય તો શું થાય ? "

સુશિ: " વળી શું થાય ? જાગી જાય ! દીવસે તે વળી આટલી વાર સુધી ઉંઘાય ? નાહક તબીયત ખરાબ થાય ! "

સરલા: " તું બધું જાણે છે છતાં અજાણી બનીને શા માટે પૂછે છે ? અત્યારે તે જાગી જાય તો હું તેને ખાવાનું કયાંથી આપું ? "

સુશિ: " એ ફિકર તમે કરશો નહિ. હું કૃષ્ણ માટે કંઇક લેતી આવી છું. " એમ કહી કેળા, સંતરા, દાડમ અને થોડીક મીઠાઈ વિગેરે સરલાની પાસે રજુ કર્યું.

સરલા: " આ બધું તું કયાંથી લાવી ? "

સુશિ: " ગમે ત્યાંથી. એ પૂછવાનું પ્રયોજન શું ? "

સરલાએ મનમાં સુશિલાને અનેક આશિર્વાદો આપ્યા. અને જોરથી બોલી: " સુશિલા ! તું દાસી કે દેવી ? "

સુશિલાઃ " એક ક્ષુદ્ર દાસી."

સરલાઃ " નહિ. તું દાસી નથી, ક્ષુદ્ર નથી, પણ મારા ઘરની મહાન્ દેવી છો. તારા વડેજ મારો સંસાર ઉજળો છે!"

આત્મ સ્તુતિ સાંભળીને સુશિલાએ નીચું જોયું!

## પ્રકરણ આઠમું.

### " દાસીની દયા."

ચંદ્રવદન, ધોયેલાં કપડાં પહેરીને સરદારને ઘેર ગયો. સરદારે, ચંદ્રવદનને પોતાની પાસે-ઘર-આવવા રૂબરૂમાં પ્રથમ ફરમાવેલું હતું. ચંદ્રવદન જે વખતે તેના દરબારમાં આવ્યો તે વખતે જમી પરવારીને સરદાર આરામમાં હતો. ચંદ્રવદને સરદારના હજુરીને પોતે આવ્યો છે એવા ખબર આપવા કહ્યું; પણ કોઇએ તેની વાત સાંભળી નહિ. હજુરીઆ મંડળમાં એકનું નામ પંચાણ હતું. તેને સૌથી સારો જાણીને ચન્દ્રવદને તેને વિનયપૂર્વક કહ્યું.

" ભાઇ! આજે મારી પાસે કંઇ પણ ખાવાનું ઠેકાણું નથી. આલબચ્ચાં સર્વ ભુખ્યાં છે. તો મ્હારી આ વાતની સરદાર સાહેબને જાણ કરો તો તમારો અત્યંત ઉપકાર?"

પંચાણઃ " તું વખત કવખત કંઇજ સમજતો લાગતો નથી. આ વખત હજુર આરામમા છે."

આ સરદારના એક પિત્રાઇ ભાઇની પ્રસંશા અને જાહોજલાલી વધારે ખ્યાતિવાન્ હતી. પરંતુ તે લાગણી વિનાનો હોવાથી ચંદ્રવદન તેની પાસે ગયો નહિ.

પંચાણના શબ્દો સાંભળીને દુઃખદ સ્વરે ચંદ્રવદન બોલ્યોઃ

" ભાઈ ! મારા માટે ભલા થઈને તસ્દી લ્યો. ને સરદારને ખબર કરો. હું ગઇ કાલનો ભુખ્યો છું."

પંચાણઃ " ભુખ્યો હો તેમાં હું શું કરૂં ? ઘણાં એવા રખડયા કરે છે કે હજી ભૂખ્યા છીએ પણ જ્યાં તેમને કોઇ પાસેથી એકાદ પૈસો મળે છે કે તરતજ પીઠાનો રસ્તો પકડે છે."

ચંદ્રઃ " શું મને પણ તમે તેવો ધારો છો ? "

પંચાણઃ " એ હું કાંઇ સમજતો નથી. ગરજ હોય તો છાનોમાનો એક ઠેકાણે નીચે બેસી જા. નહિતર બીજો સરદાર ગોતી લે. અહિ કોઇ તારા નોકર નથી કે તું કહે ત્યારે તારૂં કામ કરે ? હજુર જાગશે, ત્યારે ઠીક લાગશે તો વળી હું દયાળુ છું એટલે તારી વાત કરી દઇશ."

તદ્દન હલકા નોકરનો આવો દિમાખ ભર્યો જવાબ સાંભળી ચંદ્રવદન એક તરફ બેસી ગયો. અને પોતાના બદનસીબનો અફસોસ કરી હૃદયમાંજ રડવા લાગ્યો.

છેક સન્ધ્યા થવા આવી છતાં પણ નતો સરદાર સાહેબ આરામમાંથી પરવારી ઉઠયા કે નતો તેના ખાનદાન પાસવાનો ઉઠયા. એટલે બેસી બેસીને કંટાળી ગયેલો ચન્દ્રવદન નિરાશ થઇ ઘેર જવા ઉઠયો. એવામાં સરદારના આરામગ્રહમાંથી અવાજ સંભળાયો, એટલે સરદાર જાગ્યા એવું અનુમાન કરીને ચન્દ્રવદન પાછો બેસી ગયો.

" પંચાણ ! " સરદારનો અવાજ આવ્યો.

પંચાણ આંખો ચોળતો " હજી હજુર ! " કહેતો સરદારના આરામગૃહમાં ગયો.

પંચાણને અંદર જતો જોઇ ચંદ્રવદને ફરીથી તેને યાદ આપ્યું
ચં: "ભલા ભાઇ! અંદર જતા હો તો મારી ખબર આપજો!"
પંચાઃ "શું તું લપ હજી અહીં છે?"

એમ કહી પંચાણ અંદર ગયો. પંચાણ આવતાંજ સરદારે કહ્યું કે "આજે રવિવાર છે. એ તું જાણે છે કે? નખ્ખોદપરિ બાવાજી, જવેરીલાલ શેઠ, પર્વતસિંહ મામા, અને અફલખાં જમાદાર વગેરેને આવવાનો સમય થયો છતાં હજી કાંઇ તૈયારી કેમ નથી કરી?"

પંચાઃ "તૈયારીમાં તો દારૂના બે શીશા સવારે જ આવ્યા છે અને થોડો ગાંજો તથા નારતો બાકી છે તે હાલ જ આવતો હશે."

સરદાર! "ઠીક છે, પણ ગઇ વખતે પેલો થાણાપતિ આવ્યો તેને કોઇને રોકયો નહિ એમ ન થાય સમજ્યો કે? અમારે ખાનગી મિજલસ હોય ત્યાં તેવા માણસો આવીને ઘુસી જાય તે ઠીક નહિ. હા......પણ પંચાણ! તુ કહે છે દારૂના બે શીશા આવ્યા છે, પણ પાંચ આવ્યા હતા ને?"

સરદાર સાહેબને કયાંથી ખબર હોય કે ત્રણ શિશાનો દારૂ તો પંચાણના પવિત્ર પેટમાં પુરાઇ ગયો હતો!

પંચાણઃ "એટલા માટે જ એવી ચિજ હું મારી પાસે રાખતો નથી, કે હજુરના હુકમ સિવાય હાથ અડકાડતો નથી. સવારે પાંચ આવેલા શિશામાંથી ત્રણ શિશા આપ સાહેબે જનાનામાં મોકલી આપ્યા હતા તે યાદ નથી?"

સર: "નહિ, મેં મોકલ્યા હોય એવું મને યાદ નથી."

પંચા: "એ જ દુઃખ છે ના, હજુર પરભારૂં કામ કરી નાખે, અને સરવાળો માગે હમારી પાસે, એટલે પછી અમારો શું ઇલાજ, બાપુ?"

સર : "ત્યારે શું મ્હેં ત્રણુ શીશા ખરે જ મોકલાવ્યા હતા ?"
પંચા : "જી. હા. હજુર ! શું સેવક જુઠું બોલે છે ?"
સર : "હશે ત્યારે."

એમ કહી બહારના બગીચામાં ગોઠવેલી બેઠક હતી તે તરફ જવા લાગ્યા. જતાં જતાં ચંદ્ર તરફ તેની નજર ગઇ અને બોલ્યો: "એ કોણ છે ?"

પંચાણુ: "હજુર એ એક પ્રથમ તો શ્રીમંતનું છોકરૂં પણુ અત્યારે બિચારો ગરીબીમાં પીડાતો એક બ્રાહ્મણ છે ! તેને હજુરે કંઇ આપવા કહેલું હશે એટલે તે લેવા સારૂ આવ્યો છે. તે કહે છે કે આજ પોતાના ઘરમાં કંઈ ખાવાનું ઠેકાણું નથી."

સર : "તેને કહી લો કે આજ મારી તબીયત સારી નથી. માટે આવતી કાલે આવે."

ચંદ્રવદન દુર ઉભો ઉભો આ વાત સાંભળી રહ્યો હતો. એટલે પંચાણુનાં કહ્યા પહેલાં જ તેણે ત્યાંથી એક નિસાસો નાખીને ચાલવા માંડયું: સરદારે કંઇ આપવા કહ્યું હતું એટલે તે આજે કંઇને કંઇ આપશે જ એવું ધેરથી અનુમાન કરીને આવેલો ચન્દ્રવદન ખાલી હાથે પાછો ફર્યો.

"સંસારમાં આશાભંગ થનારને કેટલું દુઃખ થાય છે, તે જેણે અનુભવ્યું હોય તે જ જાણી શકે છે."

પોતાને કંઇ ન મળ્યું ને મિથ્યા ધક્કો થયો એથી અલબત્ત તેની કરૂણાજનક દશાને લઇને માઠું લાગી આવે એ કબુલ છે. અને તેની એ વાતથી આપણુને પણુ દીલગીરીના આંસુ આવે એ સંભવિત છે. પરંતુ ચંદ્ર, સારા સંસ્કારવાળો અને પ્રભુની તેના પર કૃપા

હતી, જેથી તે અભિમાની સરદારની ગરીબ પ્રાણીના લોહીથી ભીંજાયલી વસ્તુની નવાજેસ, ચન્દ્રવદન ન લેવા પાંમ્યો એ જોઇ આપણે ખુશી થવા જેવું છે !

ચંદ્રવદને ઘેર આવીને તે વાતથી સરલાને જાણીતી કરી. અને તે જાણીને સરલા દુઃખથી અતિશય રૂદન કરવા લાગી.

અસુયા આજ જાણી ગઇ હતી કે ચંદ્રને ત્યાં ગઇ કાલથી કંઇ ખાવાનું નથી એટલે ઓફિસ રૂમના ઓટલા પર ઉભી રહી મોટે સાદે બોલી:

" સુશિલા ! તમારે ત્યાં આજે ખાવાનું શું કર્યું છે ? " સુશિલા બહાર આવી અને બોલી:

" ધન્ય ઘડી કે આજે ઘણે દિવસે તમે એ પૂછવાની તસ્દી લીધી. "

ચંદ્રે, સુશિલાને કહ્યું: " તું કોની સાથે વાત કરે છે?"

સુશિ: " એતો મોટા શેઠાણી પૂછે છે કે આજ તમારે ત્યાં શું ખાવાનું કર્યું છે ? "

સુશિલાના આ શબ્દો સાંભળતાંજ ચંદ્રનું આખું અંગ ક્રોધાગ્નિથી સળગી ઉઠયું, અને બોલ્યો કે:

" જોયું એ ચંડાળિણીનું આચરણ ? ઠીક છે, હું હમણાંજ રવિભાઇને જઇને કહું છું કે એ નીચની ઓલાદ અમને શા માટે હજી પણ પજવતી નથી રહેતી ? "

એમ કહી ચંદ્રવદન જવા લાગ્યો. સુશિલાએ અટકાવતાં કહ્યું: " નહિ. જવાનું કે કહેવાનું કાંઇ પ્રયોજન નથી. તેમનું દીલ ચાહે તેમ કરે. તેમનો અત્યારે કહેવાનો પ્રસંગ છે, આપણો સાંભળવાનો—સહન કરવાનો પ્રસંગ છે એટલે તેમની વાત પર ધ્યાન આપવું ઉચિત નથી. "

ચંદ્ર: "શું ઉચિત નથી ? એની શયતાનીયત તો જો ?"

એમ કહી સુશિલાને આડેથી ખસેડીને તે જોરથી બહાર જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેવામાં સરલાએ આવીને પતિનો હાથ પકડયો અને સમજાવવા લાગી.

"આપ કોઇ દિવસ નહિ અને આજે આ સાહસ શું કરો છો ? જે ઘટે તે ભલે કહે. મ્હોટા ભાભી છે એટલે માતા તુલ્ય લેખાય. માટે તેમની સામે બોલવામાં કે તેમનું અપમાન કરવામાં પાપ બેસે."

ચંદ્ર: "એ મોટી કયા દહાડાની ? માતાની પદ્દી સંભાળવા જેવું તેનામાં એક પણ કયું લક્ષણ છે ? તમે બન્ને ખસો. મને જવા દો. હું હાલજ રવિભાઇ પાસે જાઉં છું જોઇએ તે શું કહે છે ?"

એમ કહી બન્નેને બાજુ પર ખસેડીને પોતે રવિભાઇના ઘર પ્રત્યે ધસી ગયો.

ચંદ્રને આવતો જોઇ બનાવટી–કૃત્રિમ–ગભરાટ કરીને હાંફતી–કાંપતી અસુયા પોતાના શયનગૃહમાં જઇ અંદરથી દ્વાર બંધ કરીને બોલી કે: "જુવો; દોડો ! તમારો ચંદ્રભાઇ દારૂના નિશામાં ચકચુર થઇ મને મારવા આવે છે !"

રવિકાંત આંગણામાં આરામખુરશી પર પડયો હતો. અસુયાનો કલ્પાંતમય અવાજ સાંભળીને બોલી ઉઠયો કે "શું છે ? કોણ છે ?"

અસુ: "સંભાળજો, દારૂ ન પીધો હોય તો તે આવું કેમ બોલે ? તમે તો ક્યારનાય ઘેર આવી જાણો છો કે હું તો ઓફિસ રૂમના ઓટલે બેઠી છું કોઇ સાથે બોલી પણ નથી."

એમ કહેતી અસુયા શયનગૃહ બહાર આવી પતિની પાસે આવીને ઉભી રહી.

*રવિકાંતે, ન્હાનાભાઇને કહ્યું:

"મારે ઘેર આવીને આવી રીતે પાગલપણાની વાત નહિ ચાલે, સમજ્યો ? ગુપચુપ ઘેર જઇ સુઇ જા. જે કંઇ કહેવું હોય કે ઇન્સાફ માગવો હોય તો કાલે સવારે આવજે."

ચંદ્રઃ "ઉલટો મને પાગલ બનાવે છો ?"

રવિઃ "હા હા."

ચંદ્રઃ "પાગલ તમે છો કે હું છું ?"

રવિઃ "શું મને પાગલ કહે છે ? જા, નિકળ અહિંથી ? જો વધુ બોલીશ તો–"

ચંદ્રઃ "તો શું કરશો ?"

રવિઃ "ચૂપ રહે. વધારે પાગલપણું બતાવીશ તો હાલજ પકડાવી દઇશ. અરે ! કોઇ છે કે ? આ ઘેલાને પકડીને પોલીસને હવાલે કરો."

ચન્દ્રઃ "કોઇને શું ગરજ પડી છે કે મને પકડે, તમે પોતેજ આવી જાઓને ?"

આ સાંભળીને રવિકાંત ઓફિસ રૂમમાં થઇ બહાર ઓટલા પર આવ્યો. ચંદ્રવદન પાછળ જાય ત્યાર પહેલાં સરલા આવીને પતિનો હાથ પકડીને ઘેર ખેંચી ગઇ. જો સરલા આ વખતે ન આવી હોત તો ? શું બન્ને ભાઇ હાથોહાથ આવત ? આવે પણ.

ઘેર આવીને ચન્દ્રવદન ખૂબ રડયો અને પછી સરલાને કહેવા લાગ્યોઃ "હવે અહિં રહેવું વધારે સલામતી ભર્યું નથી. અહિં કરતાં જંગલમાં રહેવું વધારે ઉત્તમ છે."

સરલાઃ "જે ભાગ્યમાં લખ્યું હોય તે ભોગવવું જોઇએ ! દેવ ! નાથ ! તમે ક્યાં જશો ? કહેવત છે કેઃ "નસીબ બે ડગલા આગ-

ળનું આગળ !" માણસ રેલમાં જાય છે, તો નસીબ તારમાં જાય છે. માટે જ્યાં સુધી કઠણાઇ છે, ત્યાં સુધી ક્યાંય પણ જવામાં લાભ નથી."

આ સાંભળીને ચંદ્રવદન એક અર્ભકવત્ હુસ્કાં ખાતો રડી પડયો !

સરલાઃ "નાથ! શાંત રહો. જ્યારે તમેજ આમ કરશો, ત્યારે અમને કોણ હિંમત આપશે ? અમારી હિંમત શી રીતે રહેશે ?"

ચન્દ્રઃ "મ્હને રડવું આવે છે તે મારા દુઃખ માટે નહિ પણ તારા તથા કૃષ્ણના દુઃખ માટે રડવું આવે છે. તું સતિ અને શુદ્ધ વર્ત્તનની સ્ત્રી છતાં વિધાતાએ તારો સંયોગ મ્હારા જેવા હીણ કમાઉ અને આળસુ સાથે યોજ્યો એ જોઇ મને ઘણું લાગી આવે છે. વાર તહેવારે મહોલ્લાનાં બૈરાંઓ મનગમતાં વસ્ત્રાલંકાર ઓઢી-પહેરી-મનગમતું ખાઇ પી, આનંદ કરે છે, અને તને મારા દુઃખી ઘરમાં પહેરવાને સાડી કે દિવસમાં એક વખત પણ પુરૂં ખાવાનું મળતું નથી. દીકરા કે જે દેવતાઓને પણ દુર્લભ, ને જેની પ્રાપ્તિ માટે માણસો વ્રત-ઉપવાસ કરે છે, છુટા હાથે હજારો રૂપિયાના દાન કરે છે, તો પણ પુત્ર પ્રાપ્તિના સાંસા થાય છે, તે મુકાબલે આપણને એકનો એક પુત્ર સ્વરૂપવાન-અને બાળક છતાં આપણાં સમયને ઓળખી વર્ત્તન કરે છે તેણે પણ પૂર્વે શું પાપો કર્યાં હશે કે તે મારા જેવા એક નિર્ધનને ઘેર જન્મ્યો. અરેરે ! હું પાપાત્મા છું ! હિણભાગી છું ! પામર છું !"

પતિના કલ્પાન્તથી સરલાના દુઃખનો સાગર ઉછળ્યો. બોલવાની હિંમત કરી પણ કંઠ રૂંધાઇ ગયો. પોતાના સૌભાગ્યશણગારને-પોતાના જીવન આધારને-પોતાના શિરછત્રને છેક આવી દશામાં જોઇ

તે છેક હૃદયશૂન્ય થઇ ગઇ. તોપણ તે સમજુ હોવાથી એક હાથ પતિના ખભા પર મૂકી બીજા હાથે જુની ઓઢેલી સાડીનો છેડો પકડી, તેના વડે પતિના આંસુ લુછવા લાગી.

ચંદ્રે, સરલાનો હાથ પકડી પોતાની બગલમાં દબાવ્યો. અમૃતલતા જેવી સરલા દુઃખથી દગ્ધ થયેલા ચંદ્રથી બગલમાં આવતાં ચંદ્રને કંઇક શાંતિ આવી. એટલે તે પ્રેમભીની દૃષ્ટિએ પત્નિનું વદન જોતો બોલ્યો:

"મારી ગૃહલક્ષ્મી! સંસાર ઉપાધિનું પરમવિશ્રામસ્થાન! તું દુઃખી ન થા. તને દુઃખી જોઇ મારી છાતી ચીરાઈ જાય છે. જો તું મારી આજ્ઞા ન માનતી હોત, જો તું મને દેવ તરીકે ન પૂજતી હોત, તો તું અન્ય કર્કશા સ્ત્રીની પેઠે મારી સાથે લઢીવઢી કલેશ વધારતી હોત તો–હા–તો મને આટલું દુઃખ ન થાત. મેં અત્યાર સુધી તો તને કહ્યું નથી પણ અત્યારે હવે કહું છું કે મારૂં જીવન કાપવા તેં જે જે વખતે સ્ત્રીધન તરીકે ત્હારી માલીકીનાં ઘરેણાં વેચવા આપેલા હતા, તે વખતે જો કે મેં તે વેચી નાખ્યા, પરંતુ વેચતી વખતે મને એવો આઘાત થતો હતો કે હું ઘરેણા નહિ પરન્તુ મારા શરીરના અવયવો વેચતો હોઉં એમ જણાતું હતું. ખાસ સ્ત્રીધન તરીકે ગણાઇ ચૂકેલા ઘરેણાં વેચીને તેનું જે અન્ન મેં ખાધું છે, તે અન્ન નહિ પણ ઝેર ખાધું છે. જો કે તારી માતા મરી ગયાં છે–સ્વર્ગમાં સીધાવ્યાં છે–અને ૧૫ઘરમાં ફક્ત એક ઓરમાન ભાઇ જ તારે છે, તો પણ તું ત્યાં કૃષ્ણને લઇને મળવા દાખલ જા. અને બિચારી વગર ચૂકે આપણી દુઃખધાણીમાં પીલાતી સુશિલાને કયાંઇ બીજે નોકર રહેવાનું કહી છુટી કરીએ."

સરલાઃ "ભાઇને ઘેર તો શું પણ તમને આવા દુઃખી જોઇને હું

સ્વર્ગમાં જાઉં તો પણ મને સુખ થાય તેમ નથી. બાકી સુશિલાને માટે કહો છો તે યોગ્ય છે. આપણે ખાતર તે બિચારીને શા માટે દુઃખી કરવી."

ચંદ્રવદને સુશીલાને બોલાવી. સુશીલાને એક વખત બોલાવવામાં આવતી તો ત્રણ વખત જવાબ આપતી પણ અત્યારે જવાબ નહિ આપતાં ધીરે ધીરે એ દુઃખી દંપતી પાસે આવી. અત્યારે સુશીલાના વદન પર શોક છવરાઇ ગયો હતો. એટલે કંઇ પણ ન બોલતાં મૌનવશ ઉભી રહી.

ચન્દ્રઃ "સુશિલા ! તું હવે મધ વગરનાં ખાલી ખોખા જેવા થઇ ગયેલાને ઘેર રહી મિથ્યા દુઃખ શા માટે ખમે છે? સુકા સાથે લીલું શા માટે બળે છે? અમો હીણભાગી અર્થે તારે આટલી મોટી તકલીફ શા માટે ભોગવવી? પગાર તો મળવો રહ્યો પણ પેટપુરણ ખાવાનું પણ અમે તને ક્યાં આપી શકીએ છીએ? માટે હવે તું કોઇ બીજા ઠેકાણે નોકરી ગોતી લે. જ્યારે શ્રીમતિ અમારો દી' વાળશે ત્યારે અમે તને તું જ્યાં હોઇશ ત્યાંથી તરત જ બોલાવી લઇશું અમારૂં ઘર તારૂં જ છે. તેં અમારા માટે જે જે સહ્યું છે, અમારા દુઃખમાં જે જે ભાગ લીધો છે તેનો બદલો હું છેક અત્યારે નિર્ધન થઇ ગયેલો આપી શકું તેમ નથી. પણ તે બદલો તને ગરીબનો બેલી ગોપાલક ભગવાન આપશે."

આટલું બોલતામાં ચન્દ્રની આંખમાં આંસુની નદી ચાલી. કંઠ રૂંધાઇ ગયો અને માથામાં ચક્કર આવવા લાગ્યા.

સુશીલાએ રડતાં રડતાં કહ્યું: "મેં કોઇ દિવસ આપની પાસે પગાર માગ્યો નથી કે હું પગાર લેવા આપને ત્યાં રહી નથી. હું પગાર લઇને શું કરૂં? આપ ભલે ગમે તેમ કહો પણ હું આપને છોડીને ક્યાંય જવાની નથી! મારૂં રહેવું કદાચ આપને ભારે

પડતું હોય તો હું આપને મારા તરફનો લેશ પણ ભાર આપવા માગતી નથી; પણ આપના ફરમાન મુજબ જો મારાથી કંઇ બની શકે તો આપનો થોડો ભાર હું ભોગવવા ખુશી છું.

ચંદ્રઃ "શુશિલા ! તું દુઃખી ન થા. મારૂં કહેલું તું જરા ધ્યાનપૂર્વક સાંભળ ! મારા ઉપર દુઃખરૂપી વિષનો વરસાદ વરસી રહ્યો છે. હું અત્યારે છેક ભિખારી દશામાં છું. મારે ત્યાં રહેવું અને એકાદશીનું વ્રત કરવું એ સરખું જ છે. તું કૃષ્ણ વગર નહિ રહી શકે તે ખરૂં પણ જ્યાં તું નોકર રહીશ, ત્યાં કૃષ્ણ જેવા છોકરા હશે. એટલે તે છોકરાથી જ્યારે તારૂં મન લાગી જશે, ત્યારે કૃષ્ણની મમતા ચાલી જશે

સુશિ : "છોકરા ઘણાં હશે, પણ ત્યાં કૃષ્ણ નહિ હોય. 'કૃષ્ણ' જેવો કૃષ્ણ તો આપને ત્યાં જ છે."

ચંદ્રઃ "તારો આગ્રહ, અમારે ત્યાં જ રહેવાનો હોય તો તારે અમારી સાથે ઉપવાસ કરવા પડશે !"

સુશિઃ "હું એક રસ્તો બતાવું !"

ચંદ્રઃ "બતાવને ?"

સુશિઃ "મારી પાસે થોડાક રૂપિઆ છે અને તે રૂપિઆ કૃષ્ણને આપી દેવાનો મેં નિશ્ચય કર્યો છે. માટે મારી સલાહ માનો તો આપ અહિંથી કોઇ અન્ય શહેર જઇ કિસ્મત અજમાવો. માણસો કહે છે કે "પુરૂષના કરમ આડું એક પગલું હોય છે." માટે તમે બહાર જાઓ. ને જે કંઇ નોકરી ધંધો મળે તે કરો. મને ખાત્રી છે કે પ્રભુ મદદથી આપને નોકરી મળી જશે. જ્યાંસુધી આપને નોકરી નહિ મળે ત્યાં સુધી અહિં ઘરનું ખર્ચ અમે તારા રૂપિઆમાંથી ચલાવીશું. જ્યારે આપની પાસે રૂપિઆ ભેગા થાય ત્યારે તમે મને પાસ

રૂપિઆ પાછા આપજો. અને તે પણ મારે શું કામના છે? મારે તો કૃષ્ણનેજ આપવાના છે. હાલ એમાંથી જરૂર જોગી ખર્ચી સાથે લેતા જજો."

સુશીલાની આવી ઉપકારયુક્ત વાત સાંભળીને દુઃખી દંપતીના નેત્રો પ્રેમાશ્રુથી ભરાઇ ગયા. અને નિરૂપાયે ચંદ્રવદને દાસીની દયા ઉપર પ્રયાણ કરવાની વાત કબુલ રાખી.

અને બીજેજ દિવસે ચન્દ્રવદન, સુશિલા પાસેથી દશ રૂપિઆ ખર્ચીના લઇ નોકરી ધંધા અર્થે નિકળી પડયો.

પ્રિય વાંચક! આપ કોઇને આવો પ્રસંગ આવ્યો હોય તો સમજી લેજો કે આવી સ્થીતિમાં સ્વજનથી–પત્નિથી જુદાં પડતાં અરે! એમ કહો કે તેને તદન છેક નિરાધારપણે અને તે પણ અસુયા જેવી સિંહણના પડોશમાં મૂકી જતાં ચંદ્રવદનને કેવું અને કેટલું દુઃખ થયું હશે!

થોડા દિવસો બાદ ચન્દ્રવદન કલકત્તાના રસ્તા ઉપર આવી પહોંચ્યો. અને વિશ્રાંતિ લેવા માટે એક વૃક્ષની નીચે તેને, ચિંથરે-હાલ સ્થીતિમાં, ભગ્નહૃદયે, ચીરાયલા અંતરે બેઠેલો ગત પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ!

## પ્રકરણ નવમું.

### "ઉસ્તાદજી!"

ચંદ્રવદન, વૃક્ષની છાંયા તળે બેસીને પોતાની કંગાલીયત દશાના નિઃશ્વાસ કાઢી રહ્યો હતો. થોડીવારે નિઃશ્વાસનો વ્યાપાર બંધ કરીને પોતાને કયી નોકરી કે ધંધો બંધબેસતો થશે એ વિચારના વ્યાપા-રમાં પડયો.

નાણાં વગર કોઇપણ ધંધો થાય નહિ—એટલે ધંધાને લગતા વિચારો તેણે છોડી દીધા અને નોકરીની પસંદગી કરવા લાગ્યો. પોતે અત્યાર સુધી કોઇનું કામ કરેલું નહિ, તેમ નોકરનું કામ શું હોય તે પણ જાણતો ન હોવાથી કયી નોકરી સ્વીકારવી તથા નોકર થયા બાદ કેવી રીતે વર્તવું તે સંબંધમાં અજાણ્યો હોઇ તે કશા પણ નિશ્ચય પર આવી શકયો નહિ. આખરે કંટાળ્યો ત્યારે કોઈ કિર્તન-મંડળીમાં સારંગી બજાવવાની નોકરી મળે તો તે વધારે સારૂં, કારણ કે પોતાને સારંગી બજાવવાનું ઘણુંજ સારૂં આવડતું હતું પણ કિર્તન-મંડળીમાં સારંગી વગાડવા રહેવું એ તેને ઠીક લાગ્યું નહિ, તોપણ અંતે કંટાળીને મનમાંજ બોલ્યો કે:

" પ્રભુ ઇચ્છા. પ્રભુ જે કરશે તે સારૂંજ કરશે. "

ચંદ્ર, એકલો ઉપર પ્રમાણે વિચારમાં તલ્લીન હતો, તેમાં બીજો એક મુસાફર વિશ્રાંતિ અર્થે એજ વૃક્ષની નીચે આવ્યો અને ચન્દ્રવદનની પાસે બેસી ગયો.

ચન્દ્રવદનની પાસે આવીને જે મુસાફર બેસી ગયો તે જાતે બ્રાહ્મણ હતો. તેનું નામ શ્યામસુંદર હતું. ચન્દ્રવદન પોતાના વિચારમાંથી બહાર આવ્યો ને પોતાની પાસે ગુપચુપ બેઠેલા મુસાફરને જોઇને જાણે તે કોઇ સાવધ ખીસા કાતરૂ હશે એ અનુમાન કરીને બોલ્યો: " તમે કોણ છો ? "

શ્યામ: " કેમ ? દેખતા નથી હું માણસ છું ! માણસને જોઇને તમે ડરી જાઓ છો તો પછી એકલા ઘર બહાર શા માટે નીકળ્યા છો ? "

ચંદ્ર: " તમારૂં નામ. "

શ્યામ: " મારૂં નામ શ્યામસુંદર છે ! ! મારા બાપનું નામ ગોકુલચંદ્ર છે. મારૂં ગામ રામનગર છે. જાતે બ્રાહ્મણ છું. ખાનદાન છું. "

શ્યામસુંદરને બહુ બોલવાનો રોગ ન્હાનપણથીજ લાગ્યો હતો. જરા વાતવાતમાં વગર પૂછ્યે તે સઘળું કહેતો જોઇને ચંદ્ર, શ્યામ-સુંદરની અક્કલનો ખ્યાલ કરી ગયો. અને વધારે કંઇ જાણવાની ઇચ્છાએ પૂછ્યું કે "ગોકુલચંદ્ર રામનગરમાં કોણ હતા ?"

શ્યામસુંદર, આ પ્રશ્ન સાંભળીને આંખ ફાડીને બોલ્યો:

"તમે કોઇ ઉલ્લુ છો કે શું ? ગોકુલચન્દ્ર જેવું નામ બીજું કોઇ મેળવી ગયું છે ? એવા નામાંકિત વીરનર કે જે મારા પિતા થાય છે તેને તમે ઓળખતા નથી ?"

ચન્દ્ર: "હું નથી ઓળખતો કે ગોકુલચન્દ્રનું શું છે ?"

શ્યામ: "ગોકુલચંદ્ર આખી બ્રાહ્મણ જાતિમાં એક શ્રેષ્ઠ નર હતા.

ભૃગુ—અગસ્ત, અને દુર્વાસા કરતાં પણ ઉગ્ર તેજસ્વિ સ્વભાવના હતા. વિદ્વાન તો એવા હતા કે તેમને ત્યાં અસંખ્ય બ્રહ્મકુમારો વિદ્યા ભણવા આવતા હતા. આવા મારા પ્રતાપી પિતા ગોકુલચંદ્રના નામથી તમે અત્યાર સુધી અજાણ્યા છો. એ બિનાથી મને કલ્પના થાય છે કે ખરેખર તમે કોઇ મંદભાગી અને જગત્ વાતાવરણથી અજ્ઞાત છો."

ચંદ્ર: "ઠીક, ભાઇ ! તમે જે કહો તે સાચું."

શ્યામ: "સાચું નહિ તો ખોટું ?"

ચંદ્ર: "આમ વાતવાતમાં ડોળા કેમ ખેંચો છો ?"

શ્યામ: "હં, વારૂ હમે !"

ચંદ્ર: "હું પણ બ્રાહ્મણ છું. હા. અને આપ કયી તરફ પધારો છો ?"

શ્યામ: "જ્યાં પૈસાની કમાણી થાય તે તરફ. ભાઇ ! મારા દુઃખની વાત હું શું કહું ! સાંભળતાંજ તમે પાષાણ જેવા થઇ જશો એવી મને મારી હકીકત કહેતાં બીક રહે છે. પણ જ્યારે

तमे पूछो छो त्यारे लाचार थइ कहुं छुं सांभळो. अमे त्रण भाइ छीए. तेमां कमाणी करनार हुं एकलो अने खावावाळां घणां. तेमां हुं केवी रीते टकी शकुं ? खरुं कहेजो भाइ ! शुं हुं एकलोज बधानुं पुरुं करुं ? एज पंचातथी घर छोडीने विदेशमां जाउं छुं. हवे जेवाय छे के विदेशमां क्यांय पैसा छे के नहि ? अनुमानथी हुं जाणुं छुं के हुं दुःखी निर्धन छुं तो सर्व दुनिया ए पीडाथी मुक्त होयज केम ?"

श्यामसुंदरनी आ वात सांभळीने चंद्रवदनने हसवुं आव्युं तो पण श्याम सुंदर तो एकज श्वासे पोतानी वात कही रह्यो हतो. एटले हसवुं अनुचित समजी हसवाने पराणे रोकीने चंद्र बोल्योः "विदेशमां पैसा छे के नहि ए तमे शी रीते जाणी शकशो ?"

श्यामसुंदरे थेलामांथी झट एक सारंगी बहार काढी अने बतावी. पछी बोल्योः

"गुण छे त्यारेज घेरथी कमावा निकळ्या छीए, समज्या. पंथीजी! जगतमां कोइने कोइ जे गुणी हशे तो तो पैसाना ढगले ढगलाज जोइ लेजो. फिस्टांगजी—अरे भूल्यो—फस्तादजीए गुण आप्यो छे तो हुं ज्यां जइश त्यां पैसाज छे. अन्न वस्त्रनी फिकर तो मारा मनमांज नथी. देश परदेशना सर्व बजैयामां अग्रेसर थवानो मने घणो शोख छे. तो जोउं छुं के मारो ए शोख क्यारे पुरो थाय छे ?"

चंद्रवदन समज्यो के पेला "मा डुंगळी ने बाप सुळो" एवा भाइने जेम साक्षरी इलमनुं अजीर्ण थयुं छे, तेम आ बिचारा श्यामसुंदरने पण बजैया थवानुं अजीर्ण थयुं जणाय छे. मारे जरा बनावा दे... "भाइ, केवळ आ सारंगीना ज वसीलाथी तमे बजैयाना पटेल थवा धारो छो, तो थशोज एवी अने खात्री थाय छे, परन्तु मारी सलाह मानो तेमां हुं एक तरकीब बताबुं"

શ્યામ: "શું ?"

ચંદ્ર: "દુનિયા ડોળઘાલુ પાસે વધારે મુંડાય છે; ને તેવા ડોળ-ઘાલુએ પોતાની આશાઓ અત્યાર સુધીમાં ક્યારનીએ સિદ્ધ કરી લીધી છે. માટે તમે પણ કંઇક ડોળ કરો તો અવશ્ય ફાવી જશો. અને બજૈયા વર્ગમાં શ્રેષ્ટ પદ્ધિ પ્રાપ્ત કરી શકશો."

ચંદ્ર જો કે વારાવાર દુઃખથી પીડાયલો હતો એટલે સ્વાભાવિક રીતે કોઇ મંદ અક્કલવાળાને બનાવવા તેને તક ન લેવી જોઇએ એ વ્યાજબી છે, મુળ તો ચંદ્રનો સ્વભાવ હસમુખો અને વિનોદી હતો. તેમાં વળી દુઃખના આવરણના દબાણથી જરા વિશ્રાંતિ લેવા અનાયાસે તેને આ હાસ્યકારક પાત્ર મળી ગયું એટલે આનંદની ખાતર તેમ કરવું તેને ઠીક લાગ્યું હતું. અને એથી વાતને તેણે જરા વધારે લંબાવી.

શ્યામ: "ડોળ તો કદાચ કહોને કરી લઉં પણ ડોળ કરતાં કોઇ ફાવી ગયો તેનું પ્રત્યક્ષ પ્રમાણ કરી બતાવો તો કરૂં !"

ચંદ્ર: "સાંભળો ! એક નાત જાત વગરના માણસ સાથે મારે ન્હાન-પણમાં મુલાકાત થઇ હતી, તે માણસને પોતાના માબાપના નામની માહીતી ન હતી એટલે પોતે કઇ નાત જાતનો છે તે પણ જાણતો ન હતો. બચપણમાથીજ તે માતા પીતા હીન થવાથી ગમે તેને ત્યાં નિરાધારપણામાં રહી ઘર ઘર ભટકી મોટો થયો હતો. દર્મ્યાનમાં દયા ઉપર તે મફત-ભાંગ્યું તુટયું,—એટલે કે ધોળા ઉપર કાળું કરવા જેટલું તે ભણ્યો હતો. બાદ નાચ રંગના ધંધામાં જોડાઇને ત્યાં પણ તેણે અનેક જાતનું કેટલુંક પ્રપંચી શિક્ષણ મેળવ્યું અને આખરે તેને સાક્ષર થવાનો રોગ, અરે શોખ થયો.

પણ સાક્ષરને લગનો ડોળ તો રાખવો જોઇએને ! એટલે પછી પોષાક—રહેણી—કરેણી વિગેરેમાં ઉચિત સુધારો વધારો કરી કોટના ખીસામાં બે ચાર નોટો—હાથમાં બે ત્રણ અંગ્રેજી નૉવેલો, એકાદ ગુજરાતી નૉવેલ, એકાદ સેક્સપીયરનું નાટક, અને એકાદ બરાસ કસ્તુરી કે ગજરામારૂની જુની વાર્તા આદિ, રાખીને આખો દિવસ છાપાવાળાને ત્યાં નાચરંગવાળાને ત્યાં, પંડિતોની સભા ભરાયામાં વગર બોલાવ્યે ઘુસવા લાગ્યો અને જેમ ફાવ્યું તેમ ચાલી આપમેળાએજ સાક્ષરીપદ મેળવી સાક્ષર થઇ પડયો. તો પછી તમે તો ગોકુલચંદ્ર જેવા નામાંકિત અને વિદ્વાન પિતાના પુત્ર છો, તો પછી ડોળ વધારી મેદાનમાં પડો એટલે બેડો પાર ! "

શ્યામ: " હા ! પણ ડોળ કેમ કરવો એતો ભસી મરી ? "

ચંદ્ર: " ગુસ્સો ન કરો. જરા શાંતિ રાખીને સાંભળો.

ડોલમાં ફક્ત એજ કે ભાંગીતુટી એક સાથે પાંચ સાત સારંગી લ્યો તેમાં એક ગળે લટકાડો, બે ખભામાં ભેરવો, બે કમરપર બાંધો અને અકેક બન્ને હાથમાં રાખો અને પછી જોઇ લ્યો મજા ! "

ચં. પણ એક વખત કંઇ ગાઇ બજાવો તો :ખરા ! " શ્યામસુંદર ઝટપટ સારંગીની ખુંટીઓ આડાઅવળી આંમળીને ઉમંગભેર બજાવવા લાગ્યો. બજાવતાં માથું હાલવા લાગ્યું. મતલબ કે તેના શરીરના સઘળા અવયવો હાલી તાલ આપવા લાગ્યા. ચંદ્રવદને અતિપ્રયાસે પોતાનું હસવું આવ્યું અને બોલ્યો.

" કેવળ બજાવી જાણો છો કે ગાવાનું પણ જાણો છો ? "

શ્યામ: " કેવો મુર્ખ પ્રશ્ન ? "

ચંદ્ર: " કેમ વારૂ ? "

શ્યામ: "બજાવી જાણે તે શું ભાઇ ન જાણે ?"

ચંદ્ર: "એવા ઘણા બજાવનારા હોય છે કે જે ગાઇ જાણતા નથી."

શ્યામ: "શું મને એવો ધારો છો ?"

ચંદ્ર: "કેવો ?"

શ્યામ: "કે ગાતા ન આવડતું હોય !"

ચંદ્ર: "ત્યારે ?"

શ્યામ: "અરે ભલા ભાઇ ! શું ત્યારે ! મારા જેવું ગાતા તો કોઇને આવડે તેમ નથી. તાનસેન કે ગાંધર્વના જેવુંજ જોઇ લ્યો."

ચંદ્ર: "ત્યારે કેમ સંભળાવતા નથી ?"

શ્યામ: "કંઇ પગાર બગાર આપો છો શું ?"

'બરાબર ઉલ્લુ છે' એમ ચન્દ્રવદનને લાગ્યું. પરંતુ ગમ્મતની ખાતર તે બોલ્યો.

"પગારની વાત બોલ્યા ? ઉસ્તાદે તો એમજ ગાઇ બતાવી દરેકના મન રંજન કરવા જોઇએ. !"

શ્યામ: "એમ ?"

ચંદ્ર: "હા."

શ્યામ: "અને એમ જ ગાઇ ન સંભળાવે તો ?"

ચંદ્ર: "તે ઉસ્તાદ નહિ પણ—

શ્યામ: "શું"

ચંદ્ર: ઉલ્લુ !"

શ્યામસુંદરે ડોળા કાઢ્યા. હોઠ પીસ્યા અને બોલ્યો: "ઉલ્લુ તું અને તારો બાપ, સમજ્યો ? અમારા જેવા ઉસ્તાદને ઉલ્લુ કહે છે ?"

ચંદ્રવદને વિચાર્યું "કે આ મુખને શાંત પાડવામાં માલ છે" તેથી ગહન ગંભીરતાને ધારણ કરીને બોલ્યો:

" બાઇ ! એમ ક્રોધ ન કરો. શાંત થાઓ. ઉસ્તાદ એટલે તો જગતના ગુરૂ. તમે પણ ઉસ્તાદ તરીકે એક જગતગુરૂ છો."

"હા. હવે ઠેકાણે આવ્યા !" ઉસ્તાદ બોલ્યો.

" હવે ગાઇ સંભળાવશો ?

"હા." કહી તેણે લલકાર્યું:

" કરમગતિ ટાળી કદી નહિ ટળે !"

## પ્રકરણ દશમું.

### " સંગીતાનંદ "

શ્યામસુંદરનું સુંદર સંગીત સાંભળતાં ચન્દ્રવદન ઘડીભર આકૃતને ભુલી ગયો. અને સંગીતની સાથે ગાયકના હાથના અને પગના લટકા જોઇને ચંદ્રવદન અત્યંત હસવા લાગ્યો.

ચંદ્રને હસતો જોઇ શ્યામસુંદર બોલ્યો:

"મેં પ્રથમથીજ કહ્યું હતું કે હું મુર્ખની સામે કદી ગાતો કે બજાવતો નથી. ગુણજ્ઞની પાસેજ ગાવાનું અને બજાવવાનું ચાહું છું. કોઇએ ખરૂં કહ્યું છે કે: " ગાયનના ગુણ તો ગુણી આગળ, ......તમે ગરીબ ગાવા બજાવવામાં શું સમજો ? બચ્ચાની માફક હસવાથી કાંઇ ગુણજ્ઞ ન ગણાઇએ, સમજ્યા ? મારા આવા ઉત્તમ ઇલમ પર આફ્રિન થઇને મને એક શેઠીયાએ માસિક રૂપિઆ દશના કરાવથી રહેવા અત્યંત આગ્રહ કર્યો હતો. પણ મ્હેંજ તે કબુલ કર્યું નહિ, સમજ્યા કે?"

ચન્દ્ર: "હા. સમજ્યો. વારૂ, તે શેઠીયો બાપ કમાઇવાળો થાતો સાસરાની કમાઈવાળો હતો કે?"

શ્યામ: "તે એના કરમ જાણે. પણ મોટા મોટા લોક મ્હારી ખુશામદ કરતાં.પરવારતા નથી !"

ચંદ્ર: "ખુશામદ ? હં, શાનાવડે ખુશામદ કરે છે ?"

શ્યામ: "કેમ વળી ? ખુશામદ શાનાવડે થતી હશે, એટલુંયે જાણતા નથી ?"

ચંદ્ર: "ખુશામદ, ખાસડાવડેજ થાય ને ?"

શ્યામસુંદરની આત્મસ્તુતિ સાંભળીને ચંદ્રવદનને મોટેથી હસવું આવ્યું. તેને હસતો જોઇ પોતાને તાનસેન કરતાં પણ વધારે ઉસ્તાદ હું એવું માની બેઠેલો શ્યામસુંદર વધારે બોલ્યો નહિ પણ ખિજવાયલી સિંહણની માફક ગુસ્સામાં ભવાં ચ્હડાવી ક્રોધ ભરી દૃષ્ટિથી ચંદ્ર, તરફ બે ઘડી જોઇ રહ્યો.

શરૂઆતમાં શ્યામસુંદરનો હાથ સારો હતો. એ જોઇ એક ગોવર્ધન ગવૈયાએ પોતાની સાથે થોડા દિવસ તે રહેશે તો બજાવતું આવડી જશે એ મતલબથી પાંચ રૂપિઆના માસિક પગારથી રહેવા આગ્રહ કર્યો હતો. પણ ગોવર્ધન જેવો ગવૈયો પોતાની માગણી કરે છે એમ જાણીને તો તે પોતાને ગંધર્વજ સમજવા લાગ્યો એટલે કે પોતાના જેવો ગવૈયો ભુમંડળમાં કોઇજ નથી એમ સમજવા લાગ્યો.

તે સારંગીના જે બોલ થોડા ઘણા શિખ્યો હતો, તેમાં પોતાની અક્કલથી વિશેષ કંઇક અધિકતા કરી ગોઠવ્યું. અને આગળ જતાં બોલતી વખતે શિર હલાવવાની તથા આંખો ફાડવાની ખરાબ ટેવ તેને પડી હતી. માણસો તેની તેવી એકટીંગને ધિક્કારવા લાગ્યા. ગોવર્ધનદાસે તેને પોતાને ત્યાં પાંચ રૂપિઆ માસિક આપીને રાખવા ઇચ્છા દર્શાવી તે શ્યામસુંદરના હિતમાં ઘણોજ ગેરફાયદો થયો, અને ત્યારથીજ તે ફુલીને ઢોલ થઇ ગયો. એટલે લખવા શિખવાનું કામ

તેણે છેક છોડી દીધું એટલુંજ નહિ, પણ જ્યાં ત્યાં કહેતો ફરતો કે લખવું શિખવું કાંઇ કઠિન નથી. માણસ જ્યારે ચાહે ત્યારે બે ચાર દિવસમાં શીખી શકે છે. ખરૂં અઘરૂં કામ તો ગાવું–બજાવું એજ છે. જેના ઉપર સરસ્વતી દેવીની અધિક કૃપા ઉતરે તેજ ગાવા બજાવાનું કામ જાણી શકે! આવી વાત તેના અસમજ મગજમાં ઘુસી ગઇ ત્યારથી તેણે સઘળી પ્રવૃત્તિ વિસારી દીધી. અને આખો દિવસ ગાવા–બજાવવામાંજ પસાર કરવા લાગ્યો. આગળ વધીને તેને એવી ટેવ પડી કે પોતાનો ભાઇ જે પૈસા કમાવી લાવતો તે પૈસા ગુપચુપ તે ચોરી લેતો અને એક બદલાવી બીજીને બીજી બદલાવી ને ત્રીજી, એમ રોજરોજ નવીન સારંગીની અદલાબદલી કરવામાં તે પૈસા ઉપરીયામણ આપી દેવામાં ગુમાવતો હતો. તેની આ ટેવ ખુલી થઇ ગઇ. તે તજી દેવા તેના ભાઇએ તેને ઘણી યુક્તિપૂર્વક કહ્યું, પરંતુ જ્યારે તેણે તેવી ટેવ ન છોડી ત્યારે એક દિવસ તેના ભાઇએ તેને ઘરમાંથી હાંકી કાઢયો. ઘરમાંથી વિદાય લેતી વખતે તેણે તેના ભાઇને કહ્યું હતું:

"તમે કમઅક્કલ મ્હારો ગુણ શું સમજો? તમે મોતી અને છીપ બન્ને સરખાજ ગણો છો, તો ભલે, હું જાઉં છું. કોઇ દિવસ જોશો કે હું કેટલા પૈસા કમાઇને ઘેર આવું છું! તેવું થશે ત્યારે તમે મારી પાસે તમારૂં શિર, એક વખત નહિ, બે વાર નહિ, પરંતુ લાખવાર નમાવશો તોપણ તે વખતે હું એક ફૂટી બદામ પણ તમને નહિ આપું, એ ખૂબ ખ્યાલમાં રાખજો." આવી રીતે ઘરમાંથી તકરાર કરીને શ્યામસુંદર કમાવાના હેતુથી કલકત્તે જવા નિકળ્યો હતો. અને રસ્તામાં ચંદ્રકલાનો તેનો ભેટો થયો, ત્યારપછી શું થયું તે આગળ આવી ગયું છે. હવે આગળ વધીએ.

ખીજવાયલા, અને પોતાની તરફ ક્રોધ ભરી દૃષ્ટિ ફેંકી રહેલા શ્યામસુંદરને ખુશી કરવા ચંદ્રવદને પૂછ્યું કે:

"કહો શ્યામસુંદરજી! આપનાં લગ્ન તો થયા છે ના?"

શ્યામ: "નહિ. તમે ક્યાંય તે વાત ગોઠવી આપો તો મ્હોટી મહેરબાની."

ચંદ્ર: "કોશીશ કરવાથી શું મુશ્કેલ છે? વારૂ, હવે તમે ક્યાં જાશો એતો જણાવો?"

શ્યામ: "ગોવર્ધન ગવૈયો કલકત્તામાં છે. એટલે તેને ત્યાં જવું છે. ચાર પાંચ વર્ષ પહેલાં પાંચ રૂપિઆ માસિક આપવા તેણે જણાવ્યું હતું. બાદ મહીનાના દશ આપવા ખુશી હતા. એટલે હવે તો મહીને દશ રૂપીઆ આપશે એમ અનુમાન છે તોપણ જો બહુજ લોભી થઇ ગયા હશે તોય પંદર તો જરૂરજ આપશે. એટલે વધારેમાં વધારે માસીક પાંચ રૂપીઆનું ખર્ચ ખાવા પીવા પાછળ કરીશ. અને દશ રૂપીઆ બચશે. એવી રીતે બાર મહીના બચાવવાથી લગ્નને પહોંચી વળવા જેટલી ખર્ચી સહજમાં મારી પાસે જમા થઇ જશે, એ તો હું લગ્ન કરવા ચાહતો ન હતો, નહિતર અત્યાર સુધી હોય? ક્યારનાંય લગ્ન કરી નાખ્યાં હોત?"

આટલું બોલતા શ્યામસુંદરનું મ્હોં પ્રસન્ન થઇ આવ્યું જોઇ ચંદ્ર, મનમાંજ બોલ્યો: "પાગલોના મનમાં હમેશાં ખુશામદ રહે છે, તેને કોઇ જાતની ચિન્તા નથી થતી. અવસ્થામાં શ્યામ મારા જેટલો છે, પણ ભેદ માત્ર એજ છે કે હું તેના કરતાં સારંગી સારી બજાવી જાણું છું. તોપણ કલકત્તે જઇ પોતે પંદર રૂપીઆનો માસીક પગાર મળવાનું નક્કી કરી બેઠો છે. આટલું વિચારી ફરીથી ચંદ્રવદને પ્રશ્ન કર્યો:

"પ્રથમ તમે કોઇ દિવસ પરદેશ ગયેલા છો?"

શ્યામ: "નહિ."

ચન્દ્ર: "ત્યારે તમે એકલારામ કલકત્તા કેવી રીતે જઇ શકશો? તમને કલકત્તાની અંદરની માહિતી કોઇ બતાવશે?"

શ્યામઃ "કોણ તે કોણ? જેને પૂછીશ તે બતાવશે.

ચંદ્રે, વિચાર કર્યો કે હું એકલો છું. એટલે આને સાથે તો લઇ લઉં.–જરા ગમ્મત આપે છે–પણ ખરચ બમણું લાગી જાય. જે ખર્ચ એકલાને દશ દિવસ ચાલે, તે આ માણસને સાથે રાખતાં પાંચ દિવસજ ચાલે. ઘણીવાર સુધી આ બાબતનો વિચાર કર્યા બાદ તેણે પ્રશ્ન કર્યોઃ

"તમે કલકત્તા તો જવા નિકળ્યા છો, પણ સાથે ખર્ચ જોગું કાંઇ લીધું છે કે?"

શ્યામઃ "ગમે તે ગણો પણ આ સારંગી સિવાય મારી પાસે બીજું કાંઇ નથી. ગુણીલોક તમારી માફક સારંગી સાંભળીને હસી કાઢવાથીજ બસ થતા નથી, પણ ગજા પ્રમાણે કંઇને કંઇ આપે છે. રસ્તામાં એકાદ ગુણી જો મળી જશે, તો પાંચ દિવસ પહોંચે તેટલું ખરચ તો એ સહેજેજ આપી દેશે. જે સારંગીનું સંગીત સાંભળીને તમે હસી દીધું છે, એજ સંગીત સાંભળીને કેટલાક લોકોએ રૂદન કર્યાં છે." એટલું કહીને પુનઃ ગાવા લાગ્યો.

"કરમગતિ ટાળી કદી નહિ ટળે,
"નેવનાનિર મોભે નહિ વળે,.........કરમ.
"લખ્યું લલાટે, જાતાં વાટે ઠેબે મ્હોત મળે,
"કરો હજારો, યુક્તિ ચારો, તોય મ્હોત એ ગળે...
"કરમગતિ ટાળી કદી નહિ ટળે............

"ભાગ્ય લખેલું, મોડા વ્હેલું, ફળવાનું નહિ ચળે,
"દુઃખમાં લૈયા, કૃષ્ણકનૈયા, સ્મરણ કરો હરપળે,
"જીવનમાં 'मंगल' પૂણ્યો ભળે............
"કરમગતિ ટાળી કદી નહિ ટળે,
"નેવના નિર મોભે નહિ વળે.........કરમ"

'मंगल'

ચન્દ્રઃ "શ્યામભાઇ! હું તમારૂં સંગીત સાંભળીને હસ્યો નથી, પણ તમે તમારૂં બેતાલ શિર હલાવતા હતા, તે જોઇને હસ્યો છું!"

શ્યામઃ "ખરૂં! પણ જો તમે ગાવા–બજાવાનું કંઇ પણ જાણતા હોત તો હરગીજ આવી વાત નાકરત. તાલ દેવાની વખતે વગર-તાલ આપવે કોઇ રહી શકે છે? જે લોક ગાવા બજાવવા-વાળા છે, તેની સાથે તમે થોડા દિવસ રહો તો આપોઆપ તમે મારી વાત કબુલ કરશો. તમને મારી વાતનો વિશ્વાસ ન આવતો હોય તો કોઇ ગવૈયાને પુછીને વાકેફ થજો."

ચન્દ્રઃ "ભલે, તે માટે ગવૈયાને પૂછીશ, પણ તમને હવે એટલુંજ પૂછું છું કે હું પણ કલકત્તે જાઉં છું: તો તમારી મરજી હોય, તો આપણ બન્ને સાથે જઇએ."

શ્યામઃ "ભલે. પણ પ્રથમ મારે તમને એ વાત જણાવી દેવી જોઇએ કે, હું ગાવા–બજાવામાં જે પૈસા પેદા કરૂં, તેમાંથી તમને હું કાંઇ ન આપું. જો તમે ભાગના માગો તો હું ખુશીથી તમારી સાથે આવીશ."

ચંદ્રઃ "હું તમારી પાસે મુદ્દલ પણ ભાગ માગીશ નહિ." આટલી વાતચીત પછી શ્યામસુંદર "કરમગતિ ટાળી કદી નહિ ટળે." એ લીટી મનમાંજ ગણગણતો અને ચંદ્રવદન, ભાવિની ચિન્તા

કરતો એમ બન્ને જણાં વિશ્રાંતિમાંથી નિવૃત્તી થઇને સ્વપ્રમાણમાં કલકત્તા સમિપ જવા ચાલતા થયા.

**" ભાગ્યાધિન જીવન સદા, માનવતણું લેખાય છે;**
**" પલટો થતાં નિજ ભાગ્યનો દુઃખસૂખ આવે જાય છે!"**

## પ્રકરણ અગીઆરમું.

### પરદેશમાં પહેલી રાત.

બરાબર સન્ધ્યા સમયે ચન્દ્ર, શ્યામ કલકત્તાની બજારમાં આવી પહોંચ્યા. અને રાતવાસો રહેવા જગ્યાની તપાસ કરવા લાગ્યા રાતવાસો કોઇ દુકાનમાં જ વિતાવી લેવાનો નિશ્ચય કર્યો; પણ જે દુકાનમાં જાય, તે દુકાન મુસાફરોથી ભરેલી જણાતી હતી. તપાસ કરતાં કરતાં ઘણે દુર એક દુકાનમાં દીપકનું અજવાળું દેખાયું. દુકાન પાસે, અને દુકાન સામે મ્હોટા વૃક્ષો હતા. એટલે સંખ્યા વખતે તરતમાં તે દુકાન કોઇ અજાણ્યા મુસાફરની નજરે ચડે તેમ ન હતી, તેમ અન્ય દુકાનના ઓટલા પર સુવાની જગ્યા મળી જવાથી અન્ય પથિકોએ આ દુકાન પ્રત્યે ભાગ્યે જ જવાની ચિવટ રાખવાની જરૂર હતી. ચંદ્ર–શ્યામની જોડીએ આ દુકાન પાસે આવીને જોયું તો ત્યાં પણ બે મુસાફરોનો ધામો હતો. છતાં પણ વધારેના બે સુઇ શકે એટલી જગ્યા ખાલી પડેલી હતી.

દુકાનનો માલીક ઘેર ન હતો, કામ પ્રસંગે બહાર ગયેલો હતો. અને તેની સ્ત્રી દુકાન ઉપર કામ કરતી હતી. તેણીને જોઇ ચંદ્રે પૂછ્યું: " બે માણસો રાતની રાત પડી રહે એટલી જગ્યા છે કે?"

સ્ત્રી: "તમે કોણ છો ?

ચન્દ્ર: "અમે બ્રાહ્મણ છીએ."

સ્ત્રી: "તમે પ્રથમ આવ્યા હોત તો હરકત ન હતી, જગ્યા મળી જાત પરંતુ તમારા પહેલા બે બ્રાહ્મણ આવીને ઉતર્યા છે. તો પણ તમારા સાથે છે તે ભાઇ કદાચ સામે ઝાડ નીચે સુવાનું કબુલ કરે તો તમે ખુશીથી દુકાનમાં સુઇ રહો. બીજી જગ્યા થઇ શકે તેમ નથી."

ચંદ્ર: "કહો શ્યામભાઇ, તમારો શું વિચાર છે?"

શ્યામ: "ભલે. તમે દુકાનપર સૂજો અને હું આ પાસે નાનો તબેલો દેખાય છે, તેમાં—"

સ્ત્રી: "નહિ, તેમાં તો ગાય બંધાય છે!"

શ્યામ: "ગાયને આજની રાત ઝાડ નીચે બાંધી દેજો!"

સ્ત્રી: "વાહ! ઠીક બોલ્યા! કાંઇ શરમ નથી? ગાયને ઝાડ નીચે બાંધુ અને ભાઇ સાહેબને તબેલામાં બેસાડીને પૂજા કરૂં. કેમ જાણે ગુરૂ શું સામજી બનીને આવ્યા હોય ?"

શ્યામસુંદર અતી અભીમાની હતો. એટલે તે સ્ત્રીની આવી વાતથી-પોતાનું અપમાન થયલું જાણીને તેને ક્રોધ ચ્હડયો ને ચંદ્રવદનને કહેવા લાગ્યોઃ

"આગ લાગે એની દુકાનમાં, ચાલો આપણે ક્યાંય બીજે જઇને ધામો નાંખીશું!"

ચંદ્ર: "એમ ગુસ્સો ન થાય, ભાઇ! આ તો પરદેશ છે!"

શ્યામ: "તે શું છે? જહન્નમમાં જાય તેની દુકાન, અને સાથ ને પણ...હું તો કોઇ રીતે અહીં રહેવાનો નથી."

ચંદ્રવદન પરિશ્રમિત થયેલો હોવાથી શ્યામને કહેવા લાગ્યો "તમારે જવું હોય ત્યાં જાઓ. હું તો અહીંજ પડયો રહીશ."

ચંદ્રનો આ નિશ્ચય જાણીને શ્યામસુંદર વધારે ક્રોધ કરીને બોલ્યો:

"રહો. આજ રહો. અને કાલ પણ રહો. બન્દા બીજે જાય છે. આ બન્દાની ભેટ હવે નહિ થાય."

એમ કહી શ્યામસુંદર ચાલતો થયો અને ચન્દ્રવદન દુકાનના ઓટલે નિઃશ્વાસ મુકીને બેઠો.

શ્યામસુંદર, થોડે દુર જઇને બેઠો. તેને ખાત્રી હતી કે ચંદ્ર જરૂર મને બોલાવશે, ચંદ્રનો વિચાર તેને બોલાવવાનો થયો, પણ તેના તીખા–અભિમાની–સ્વભાવની તેને સારી ખબર પડી ગઇ હતી એટલે તેને ખાત્રી હતી કે તે આધો–પાછો જઇને પણ થોડી વાર પછી પાછો આપ મેળેજ અહિં આવશે અને તેથી જ તે શાંત થઇ બેસી રહ્યો. અને આખર એમજ થયું.

શ્યામભાઇ થોડે દુર જઇ વિચારવા લાગ્યો કે-

"બજાર અજાણી છે. રાત અંધારી છે. વળી આ સ્થળે માણસનો અવર–જવર પણ બંધ છે એટલે સાહસ કરીને ક્યાંય બીજે જઇશ, તો નક્કી ક્યાંઇને ક્યાંઇ ભરાઇશ ને દુઃખી થઇશ. પણ બોલાવ્યા સિવાય પાછું શી રીતે જવાય?

આમ વિચારતો ધીમે પગલે પાછો દુકાન ભણી આવવા લાગ્યો. આખરે છેક નજીક આવ્યો અને ચંદ્રને કહેવા લાગ્યો.

"અજાણી બજારમાં તમને રાતની વખતે એકલા મૂકી દેવા એ મને અન્યાય જણાય છે. એ વિચારની પ્રબળતાએ જ ખાસ તમારી સલામતી માટે હું પાછો આવ્યો છું, તો ભલે તમે દુકાન પર સુઓ. હું તમારી ખાતર ઝાડ નીચે સુવાની વાત કબુલ રાખું છું!"

ચંદ્રવદનના પહેરવાના કપડા સાફ ન હતા, ને પ્રથમના આવેલા આહ્મણના કપડા, અપ–ટુ–ડેટ હતા. તે બન્નેની વાતચીતપરથી ચંદ્ર, જાણી શક્યો કે તેઓ કલકત્તાની કોઇ કૉલેજના વિદ્યાર્થી છે."

"સારા તરફ સર્વને મોહ વધે છે."

એ કહેવત પ્રમાણે દુકાનવાળાની સ્ત્રી તે બન્ને માટે રસોઇની તજવીજ કરતી હતી. અને તેમના માટે સારા બિછાનાની ગોઠવણ કરતી હતી. ચંદ્ર, તેણીને કાંઇ પૂછતો તો તે પર તેણીએ જરાય ધ્યાન ન આપતી,

ચંદ્ર: "વારૂ, હું રસોઇ કયે ઠેકાણે બનાવું?"

સ્ત્રીઃ "બહાર ઓટલા નીચે જમીન પર જુઓ ત્યાં કોઇ પત્થર પડયા હોય તો. જુઓ પહેલી તરફ ફળીમાં કયાંઈ ઝાડુ હશે તે ગોતી લ્યો. પાણી ખેંચવા માટે આ ડોલ ને રસી પડયા તે લઇને આગળ ચકલામાં કૂવો છે ત્યાંથી પાણી ખેંચી લાવો. વાસણ ન હોય તો કોઇ એકાદ માટીનું વાસણ હું આપીશ. બળતણ માટે ઝાડ નીચે તપાસો કંઇક મળી આવશે."

ચંદ્ર: "જુઓ, શ્યામભાઇ, જમાનો ગીલ્ટમયનેજ ધીરે છે?"

ચન્દ્રને ઉત્તર આપવાને બદલે શ્યામસુંદર તે સ્ત્રીને કહેવા લાગ્યો "તમારા કહેવા પ્રમાણે જ્યારે સર્વ અમે અમારા હાથે કરી લઇએ, તો પછી અહિં રહીએ જ શા માટે? અને આમ હોય તો અમને ફાયદો શું?"

સ્ત્રીઃ "તો જ્યાં ફાયદો મળે ત્યાં ચાલ્યા જાઓ. જમવાના માટે ગરમાગરમ, અને રૂપાના થાળ, સુવાને માટે પલંગ એવું જ્યાં મળે ત્યાં પધારો. હું તમને કંઇ બોલાવવા આવી હતી? પાસે કોડિ નહિને મિજાજ અમીરનો! ભામટા! મલકના!!"

ચંદ્રવદન સમજતો હતો કે ક્રોધ કરવામાં કાંઇ ફાયદો કિંવા લાભ નથી. અહિં આપણું ઘર નથી કે કોઇ સહન કરે?

ચંદ્ર "બહીબાઇ! તમે આવી રીતે રીસ કરશો તો અમો અજાણ્યા

મુસાફરની શી ગતી થશે ? તમે રજા આપશો તો અમારે અહિં બીજે કયાંય ઉભા રહેવાની જગ્યા નથી. ”

સ્ત્રી: “ હું કંઇ પણ ન સમજું. બસ, અહિંથી ચાલતી પકડો. ”

ચંદ્ર: “ શું તું એમ જાણે છે કે તારા સિવાય આ બજારમાં બીજે કયાંય જગ્યા નથી ? તું કોઇ ગૃહસ્થ ખાનદાનનું સંતાન હો તો આશ્રયે આવેલાને આવી રીતે હેરાન કરે જ નહિ. ”

એમ કહી બન્ને જણાં દુકાનની નીચે ઉતરે છે, ત્યાં દુકાનનો માલિક સામો આવે છે. આ બન્ને ને રોકીને પોતાની સ્ત્રીને કહે છે: “ શાનો શોર બકોર છે ? ”

સ્ત્રી: “ જુઓને કોણ જાણે કયાંયના ઉતરી પડેલા આવી ચડયા છે તે ન કામના મારી ઉપર નવાબની માફક રોફ ચલાવી–દબાવી રહ્યા છે. ”

દુકાનદાર: “ તમે કોણ છો ? ”

ચંદ્ર: “ અમે પરદેશી બ્રાહ્મણ મુસાફર છીએ. દુઃખી છીએ. કલકત્તામાં કમાવાનો વિચાર રાખેલો છે. આ બજારના અજાણ્યા હોવાથી તમારા આશ્રયે રાત ગુજારવા આવ્યા છીએ— થાકેલા છીએ. ”

દુકાન: “ બ્રાહ્મણ છો ? સારૂ, પ્રણામ ! આવો બેસો. હું તમારા માટે રસોઇનો અને પથારીનો બંદોબસ્ત કરાવું છું. આવી મોડી રાત્રે મારે આગળેથી તમે બીજે જાઓ એ ઠીક ન કહેવાય.

શ્યામ: “ શેઠજી ! મેં ઘણીયે સ્ત્રીઓ જોઇ છે, પણ તમારી સ્ત્રી જેવી સર્પણ સ્વભાવની સ્ત્રી તો મેં કયાંય ન જોઇ. તોબાહ ! તોબાહ !

થોડીવારે બન્ને પથિકોને જમાડીને તૃપ્ત કરવામાં આવ્યા. પાન સોપારી લીધા પછી ચંદ્ર, થાકેલો હોવાથી સુવાની તૈયારીમાં પડ્યો ત્યારે તે શ્યામસુંદરજીએ લલકાર્યું. “ કરમ ગતી ટાળી કહી નહિ ટળે ! ”

# પ્રકરણ બારમું.

## " લક્ષ્મિ કે સરસ્વતી ? "

વર્ધમાન જીલ્લામાં વિહારી નામનો એક સુપ્રસિદ્ધ શ્રીમંત હતો. તેની પાસે વડીલોપાર્જીત દ્રવ્ય તો ન હતું, પરંતુ અમુક વ્યાપારની પ્રવૃત્તિમાં તે સારૂં દ્રવ્ય મેળવી શક્યો હતો. વખત જતાં વેપારના બહોળા ક્ષેત્રમાં ઝંપલાવવાથી પ્રભુએ તેને લક્ષાધિપતિ બનાવી મૂક્યો હતો. કહેવત છે કે:

" પંડ રળે તે પેટ ભરાય, ધન રળે તો ઢગલો થાય. " એ ન્યાયે બહોળા વ્યાપારના અંગે તેને મ્હોટી કમાણી થવા માંડી હતી. જે માણસ આપથીજ દ્રવ્ય પેદા કરી શકે છે તેની પ્રકૃતિ લોભી હોય છે, અર્થાત્ તે ઉદાર હાથે કોઇને ઇનામ આપી શકતો નથી. તેનું પ્રધાન કારણ એજ કે તેને ખ્યાલ હોય છે કે પૈસો પેદા કરતાં કેટલો પરસેવો ઉતરે છે !

" દ્રવ્ય પ્રાપ્ત થયા પછી જે માણસ મખ્ખીચુસ વૃત્તિ નહિ રાખતાં, દ્રવ્યનો મ્હોટો ભાગ સ્વહસ્તે ધર્મખાતામાં, પરોપકાર ખાતામાં, અને સમાજના હિતની દિશાઓમાં વાપરે છે તેનું દ્રવ્ય ધન્ય ગણાય છે. દ્રવ્યવાનને ત્યાં પ્રભુની ભક્તિ, અતીથીનો સત્કાર, કહ્યાગરા સેવકો, સુપુત પુત્ર, સદ્વર્ત્તનશાળી સ્ત્રી, નિરોગી શરીર, લોકમાં પ્રતિષ્ઠા, રાજ્યમાં માન સાદી–સરલ–નિરભિમાન વૃત્તિ–આટલું એક સાથે મળવું એ ખરેખર મહદ્ ભાગ્યનીજ નિશાની છે. અને તેનોજ ગૃહસ્થાશ્રમ ધન્ય ગણાય છે. "

વિહારી પણ પોતે મેળવેલા દ્રવ્યને માખીના મધની પેઠે સાચવી નહિ રાખતાં, સત્કર્મમાં તેનો સારો વ્યય કરતો હતો. દેવારા-

ધન અને અતિથી સેવામાં તેને અત્યંત પ્રેમ હતો. દરેક વાર-તહેવારે તેને ત્યાં આનંદ-ઉત્સવ થતા હતા. શ્રી કૃષ્ણ જન્મોત્સવ અને નવરાત્રોત્સવ અલૌકીક તૈયારીથી તે ઉજવતો હતો. સનાતન ધર્મ પ્રતિ તેને અપૂર્વ ભાવ હતો.

દ્રવ્યોપાર્જન વખતે તે ધર્માધર્મ સમજતો નહિ; પણ તેની એ માન્યતા હતી કે એ દ્રવ્યને સત્પંથે વાપરવાથી પાપ નથી. જ્યારથી તેની પત્નિનો પરલોક વાસ થયો, ત્યારથી તેણે વ્યાપારને લગતી પ્રવૃત્તિ વિસર્જન કરી હતી. અને શાંત વૃત્તિથી પરમેશ્વરનું ભજન કર્યા કરતો હતો.

તેને એક પુત્ર અને એક પુત્રી હતી. પુત્રનું નામ હેમચન્દ્ર અને પુત્રીનું નામ અમૃત હતું. માતાવિહિન આ ઉભય સંતાનો પ્રત્યે પિતા વિહારીની અથાગ મમતા અને પ્યાર હતા.

એક દિવસે અમૃતને ઘરમાં ન જોવાથી વિહારીને પોતાની વૃદ્ધ માતાને પૂછ્યું.

" માજી ! આજે અમૃત કેમ જોવામાં આવતી નથી ? અત્યારે તે કયાં ગઈ છે ? "

આ વખતે અમૃત પાસેના પાડોશિને ત્યાં રમતી હતી. વૃદ્ધ માતાએ તેને બોલાવી અને તે દોડી આવી.

" પિતાજી ! હું અહિંયાજ છું ! કંઇ કામ છે ? જરા રમું છું ! " વિહારી ! " આવ બેટા ! મ્હારી કન્યા લક્ષ્મી ! આવ ? "

અને પિતાએ, પુત્રીને પ્યાર્ ચુંબન કર્યું,

અમૃતના આંગળા શાહીથી ખરડાયલા જોઇને વિહારીએ પૂછ્યું:

" અમૃત ! તારા હાથે શાહી કયાંથી લાગી ? "

અમૃતઃ " હું ભાઇ પાસે લખવાનું શિખું છું. ભાઇ મને અક્ષર લખતાં શિખવે છે. "

વિહારી: " શું તું લખતાં શિખે છે ? બાપુ ! તું લખતાં શીખીને શું કરીશ, બેટા ! "

આ વખતે હેમચંદ્ર પણ બહારથી આવ્યો, અને બોલ્યો: " પિતાજી ! એમાં શી હરકત છે ? આજકાલ ઘણી કન્યાઓ લખતા વાંચતાં શિખે છે. કલકત્તામાં બહુ કન્યાશાળાઓ છે કે જ્યાં અનેક કન્યાઓ ભણવા જાય છે. "

વિહારી: " ભલે. તમને રૂચે તે કરો. હું તો હવે વૃદ્ધ થયો. પણ વારૂ હેમ ! તું અહિં કેટલા દિવસ રહીશ ? કલકત્તા જઇશ ત્યારે અમૃતને કોણ શીખવાડશે ? "

હેમ: " એ દરમ્યાનમાં તો અમૃત પોતાની મેળેજ શિખવા જેટલું સમજી જશે. કારણ કે અમારી કૉલેજમાં એક મહીનાની રજા પડી છે; ને હું અહિં આવ્યો છું. એક મહિનામાં તો અમૃત પહેલી ચોપડી વાંચવા જેટલી જ્ઞાની થશે ! "

વિહારી: " વાહ ! ત્યારે તો મ્હારી અમૃત-કન્યા લક્ષ્મીમાંથી સરસ્વતીદેવી થઇ જશે. કહે બ્હેન ! તું લક્ષ્મી થઇશ કે સરસ્વતી ?

અમૃત: " લક્ષ્મી અને સરસ્વતી બન્ને થઇશ. "

વિહારી આ જવાબ સાંભળી સ્નેહભરી દૃષ્ટિએ પુત્રીના વદન તરફ જોઇ રહ્યો. તેની આંખોમાંથી બેચાર અશ્રુબિન્દુ ટપકી ગયા. બાદ પુનઃ તેણીને ગોદમાં બેસાડીને કહ્યું: " સારૂ બ્હેન ! જાવ ભાઇની પાસે શીખ્યા કરો. "

કૉલેજની રજા પુરી થઇ એટલે હેમચંદ્ર કલકત્તા જવા તૈયાર થયો, અમૃત પહેલી ચોપડી વાચતા શીખી ગઇ હતી. જતી વખતે ભાઇએ બ્હેનને કહ્યું: " કલકત્તા જઇને હું તને વાંચવા માટે એક

"કન્યા-શિક્ષા"નું પુસ્તક મોકલી આપીશ. હું કલકત્તા પહોંચું, પછી પંદર દિવસ સુધીમાં તારી મેળાએ તું તારા હાથથી ખુશીનો પત્ર લખીશ તો રામનવમી ઉપર હું ઘેર આવીશ ત્યારે તારા માટે એક રેશમી ફ્લાવરની સાડી તથા કાનમાં પહેરવાના એક જોડી સોનાનાં કર્ણફૂલ લેતો આવીશ."

અમૃતે હસીને ઉત્તર આપ્યો:

"ભાઈ તમે તો મ્હારી મનેચ્છા કહી. હું જરૂર તમને મારા હાથના અક્ષરથી પત્ર લખીશ."

હેમ: "તો હું પણ અવશ્ય એ બન્ને વસ્તુઓ લેતો આવીશ."

અને સર્વની રજા અને આશિર્વાદ લઇને હેમચંદ્ર કલકત્તા ઉપડી ગયો.

"સંસારમાં સંબંધ ભ્રાતા,-બ્હેનનો મીઠો અતિ,
"તેવો મીઠો સંબંધ ક્યાંયે ના જણાયે છે રતિ:
"પતિ અને સ્વામિ તણો, ગુરૂ અને શિષ્યો તણો-
"સંબંધ, એ સંબંધથી છે ઉતરતો ક્યાંયે ઘણો!
"બંધુ તણું થાતાં અહિત દુઃખી ઉરે બ્હેની થશે,
"ને તાત મિત્રો અન્ય સઘળાં જાણજો અળગા જશે,
"રક્ષા કરે છે ભાઇની તે રાખડી બાંધી કરે,
"બંધુ અને હા! બ્હેનનો સંબંધ છે અદ્વીતીય ખરે!
"આશિષ દેશે બ્હેન જો, તો ભાઇનું રૂડું થશે!
"દષ્ટિ અમિની બ્હેનની તો ભાઇના ભાઇના દુઃખો જશે."

मंगल

# પ્રકરણ તેરમું.

## "સાસુ, સાળાના પગલાં."

કોયલા કાળા છે. સાબુ લગાડો કે દુધથી ધુઓ પરંતુ તે કાળાજ રહેવાના. તેવીજ રીતે જેમનાં અંતર્ કાળા છે, તે કદીપણ ધોળા થવાના નહિજ. અસુયા, ચન્દ્રવદનને જુદો કાઢીને થોડો સમય શાંત રહી, પરન્તુ જેનો કુટિલ સ્વભાવ હોય છે તે કદી પણ બદલાતો નથી. વખત જતાં અસુયા, ભગતાણીપર પણ નાના મોટા દોષનો આરોપ મૂકવા લાગી. " ભગતાણી પોતાને ઘેરથી, નીમક, તેલ, અને મસાલા જેવી ચીજો પણ ચોરી જાય છે, વળી એ એવી તો કાળા-કીટોડા જેવી મેલી–ગન્દી છે કે તેના હાથનું પાણી પણ ભાવે નહિ, તો પછી રાંધેલું તો ગળેજ કેમ ઉતરે ? "

ભગતાણી વિરૂદ્ધની આવી વાતો અને નિંદા ભગતાણીના મોંઢે તે ન બોલતી, હતી પણ તેના ગેરહાજરીમાં પડોશણોની પાસે તે બોલતી હતી. અસુયાની તાકાત ન હતી કે એવી વાત–નિંદાની વાત–ભગતાણીને મ્હોડે કહી બતાવે. અસુયા સમજતી હતી કે એ સરલા નથી...પણ ભગતાણી છે.

અસુયા જે વાત પડોશણોને કહેતી તે વાત તે પડોશણો ભગતાણીને કહેતી. એટલે એકાદ બે દિવસ તો ભગતાણી શાંત રહી. પણ જેમ જેમ વાતોનો સંગ્રહ વધારે થયો તેમ તેણીનું સ્વરૂપ ખીલવા લાગ્યું, એક દિવસ જરા મ્હોં ચડાવ્યું. બીજે દિવસ તરફડીયાં નાખ્યાં, અને ત્રીજે દિવસ તો બસ રાવણા–રાત્રણી !

અત્યારસુધી અસુયા કોઇનાથી મહાત્ થઇ ન હતી, પણ ભગતાણીએ તેનો વળ ઉતારી નાખ્યો.

તીરથી પણ તીવ્ર શબ્દો સંભળાવીને ભગતાણી ગઇ અને પછી ઘણીવાર સુધી અસુયા રડતી પડી. કામ કરનારના અભાવે તેનું એ રૂદન થોડીવારમાં પરિસમાપ્ત થયું. અને રવિકાંતના ઘરમાં આવ્યા પછી આજેજ પહેલવહેલું કામ કરવા માંડયું.

રવિકાંત, કચેરીમાંથી ઘેર આવ્યો. ને અસુયાને હાથોહાથ કામ કરતી જોઇને બોલ્યોઃ

" ભગતાણી કયાં ગઇ. "

અસુયાઃ " મેં એ કમબખ્તને રજા આપી. "

ભગતાણી આપોઆપ કટુ શબ્દો સંભળાવીને ચાલી ગઇ એવું અસુયા કેમ કહી શકે? પોતાનું પાણી જાય ને?

રવિઃ " શા માટે રજા આપી? શું કાંઇ તેનો અપરાધ હતો?"

અસુયાના મનમાં જેમ આવ્યું તેમ ભગતાણીની વિરૂદ્ધ કહેવા માંડયું: ચંદ્ર, અને સરલાને જુદા કરતી વેળાએ તો ભગતાણી શ્રેષ્ટ હતી, પણ અત્યારે તેજ ભગતાણી, અસુયાની દ્રષ્ટિએ ' અવગુણની વખાર ' જેવી દેખાવા લાગી. અસુયાની વાત સાંભળીને રવિકાંત નારાજ થઇ ગયો. અને બોલ્યો.

" તું જ્યારે કોઇને ચાહે છે ત્યારે તેને સ્વર્ગમાં ચ્હડાવે છે, અને નથી ચાહતી ત્યારે તેને જ પાછી નરકની ખાણમાં ઝંપલાવે છે; તારૂં આવું વર્તન કઇ રીતનું ગણાય? તું બીમાર છે, એટલે રાંધી શકીશ નહિ. તેમ મારાથી પણ રંધાશે નહિ. એટલે હવે છતાં સાધને નાસ્તા ઉપર ગુજારો કરવો પડશે. માટે કહે હવે મારે શું ઉપાય કરવો? "

અસુયાઃ " તમારે એ બાબતની સુદ્દલ ચિંતા કરવી નહિ, તમને તો ટાઇમસર જમવાનું મળી રહેશે. "

રવિઃ "મને મારી ચિંતા નથી. ચિંતા થાય છે માત્ર વિપિનની ઘરમાં અન્ન છતાં તેને—"

અસુયાઃ "ત્યારે પારકાના ભઇસાપર ઘર ચાલે કે? હવે તો હું આવતી કાલેજ મારી માને બોલાવી લઇશ. મારી મુશ્કેલીની વાત સાંભળશે કે તે વીના વિલંબે આવી પહોંચશે."

રવિઃ "મેં ચંદ્રવદનને શા માટે જુદો કર્યો?"

અસુયાઃ "કેવો પ્રશ્ન? શું મેં તેમને જુદા કર્યા છે કે કરાવ્યા છે? જો હજી પણ બન્ને ભાઇને ભેગું થવું હોય તો મને શું વાંધો છે? હું તો મ્હારે પિયર જઇને રહીશ.

રવિઃ "એવું હું કયાં કહું છું?"

અસુયાઃ "હું તમારી માર્મિક વાત સમજી શકતી નથી. જે કહેલું હોય તે ખુલ્લું કહી નાખો. છળકપટની વાત તરફ મને અત્યંત અણગમો છે. હું તો આખો દિવસ તમારા જ ભલા માટે મથું છું. મરતી વખત કોઇ મને થોડું જ સાથે બંધાવવાના હતા?"

રવિઃ "વારૂ, વિપિન કયાં છે?"

અસુયાઃ "સૂતો છે."

રવિઃ "શા માટે સૂતો છે? ખાવા પીવાનું શું કર્યું?"

અસુયાઃ "રસોઇ થયા સિવાય શું ખાય?"

રવિઃ "રસોઇ કેમ નહિ થાય? કદાચ તું નહિ બનાવી શકે તો હું બનાવીશ. તૈયારી છે ને?"

અસુયાઃ "અત્યારના માટે તો બસ છે. દાળ-ભાતને એક શાક કરશો તો ચાલશે. આજે મારી તબીયત કંઇ વધારે બગડી છે." એમ કહી તે શયનગૃહમાં જઇ સુઇ રહી.

રવિકાંત રસોડામાં ગયો. ચુલો ચેતાવ્યો. જેમ તેમ કરીને રસોઇ બનાવી. નિત્ય નિયમાનુસાર રવિકાંત, અસુયાની થાળી પીરસીને તેના શયનગૃહમાં લઇ ગયો. મહામહેનતે અસુયાને જગાડી અને થાળી આગળ મૂકી. અસુયા જમવા બેઠી. રવિકાંત પણ તેની સામે વિપિનને બોલાવીને જમવા બેઠો. અસુયાએ અચ્છી રીતે આરોગ્યું. બિમારી બતાવતી હતી, તોપણ થાળીમાં પીરસેલી એકપણ ચીજ તેણે બાકી મૂકી નહિ. ખાઇ રહ્યા બાદ હાથ મ્હોં ધોઇ પાછી બિછાનામાં જઇ સૂતી.

* * * *

બીજે દિવસે બપોરે રવિકાંત કચેરીમાંથી ઘેર આવ્યો ને જુએ છે તો પોતાની સાસુ અને સાળો આવી ગયા હતા.

અસુયા જાતે જઇને માતા-ભ્રાતાને તેડી લાવી હતી.

અસુયાના ભાઇનું નામ ગર્ધવદાસ હતું. તેના શરીરનો રંગ, કોયલા જેવો હતો. તાડ જેવડો તે લાંબો હતો. અને પેટપૂરતું ખાવા મળતું ન હોવાથી શરીરે દુબળો હતો. માથું નાનું હતું, અને હજામને આપવાના પૈસાના અભાવે વાળ તો એટલા બધા વધી ગયા હતા કે આંખ-મ્હોં દેખાતું ન હતું. વાંચવું લખવું કોને કહે છે તે એ 'ગધેડો' બિલકુલ સમજતો ન હતો. ગર્ધવદાસ ભણતાં ન શિખ્યો તેમાં તેની મા, અસુયાનો દોષ કાઢતી હતી કે "ભાઇને ભણાવવો એ બ્હેનની ફરજ છે. કેમકે ભણાવવા પાછળ જે ખર્ચ થાય તેટલું તે આપી શકે એમ છે. ગર્ધવદાસ ગધેડા જેવડો થયો હતો તોપણ તે તોતડું જ બોલતો હતો. અને 'ત' ના બદલે 'ટ' બોલતો હતો.

રવિકાંત, સાસુ-સાળાને જોઇને પ્રથમ તો ગભરાયો, પરંતુ પાછળથી વિવેક સાચવવાની ખાતર 'કુશળતા' પૂછવાને તે લલચાયો:

" આવો. કુશળ છો ને ?"

" હા. જમાઇરાજ. " કહીને સાસુએ ઓવારણાં લીધાં. ગર્ધવદાસ, પોતાના બનેવીના ઘરમાં આજેજ આવ્યો હતો. ઘરની અંદરની ચિજો જોઇને તે ખૂશખૂશ થઇ ગયો અને સઘળી ચીજો તરફ ધારીધારીને જોવા લાગ્યો: થોડા લટકતા ઝુમર જોઇને તેણે રવિકાંતને પૂછ્યું:

" આ શું ટીંગાય છે ? "

રવિ: " ઝુમ્મર: "

ગર્ધવ: " તું મર ? "

રવિ: " ન સમજ્યા, ઝૂમ્મર. "

ગર્ધવ: " " તુમર તુમર. પણ તેને આમ ઘર વચ્ચે લટકાવવાનું કારણ ? પણ આ તુમર કાચના કે ? "

રવિ: " હા. "

ગર્ધવ: " ત્યારે તો તેને ઉતારીને નીચે રાખો. કદાચ પડે ને બાંગીને ભુકો થઇ જાય તો કાચ રહ્યો. પગમાં લાગે તો છ મહીના ખાટલે રહેવું પડે ! "

સાળાના શબ્દો રવિકાંતને ગુપ્ત રીતે હસાવતા હતા. પરંતુ પ્રકટ હાસ્ય કરે તો અસુયાનો કોપ ઉતરે એમ હતું. એટલે ' ગધેડા 'ની બુદ્ધિના માટે મનમાંજ વિચારતો-કંપતો, સાસુએ તૈયાર કરેલી રસોઇ જમવા બેઠો.

અને ગર્ધવદાસે ખુણામાં પડેલી લાકડી ઉપાડી !

---

## પ્રકરણ ચૌદમું.

### " અમૃતનું હરણ "

" ઉત્કૃષ્ટ વસ્તુ વિશ્વમાંહી ' પ્રેમ ' એક ગણાય છે !
" ગાંધર્વને દેવો સહુ સ્તુતિ ' પ્રણય 'ની ગાય છે,
" છે સ્નેહને વશ શામળો રટનારની વ્હારે ચ્હડે,
" પત્નિ, પતિના પ્રેમ સારૂ અગ્નિ જ્વાળામાં પડે,
" પ્રેમી હૃદય પૈસાતણી પરવા કદી કરતા નથી,
" નિજ શિર દેવા પ્રેમમાં પ્રેમી જરા ડરતા નથી.
" છે શબ્દ બે અક્ષર તણો લઘુ ' પ્રેમ ' પણ શક્તિ ઘણી,
" સંસાર પર સત્તા ફરે છે જ્યાં જુઓ ત્યાં પ્રેમની. "

—मंगल

' પ્રેમ,' એ બે અક્ષરનો લઘુ શબ્દ છે, પરંતુ આખા વિશ્વ ઉપર તેનું સામ્રાજ્ય વિસ્તરી રહેલું છે. પશુ–પક્ષી, જીવજંતુ, અને નર–નારી–સર્વેમાં પ્રેમના કિરણો પ્રકાશી રહ્યાં દેખાય છે. જ્યાં સુધી ' પ્રેમ ' શુદ્ધ રીતે પોષાય છે, ત્યાં સુધી સ્વર્ગનું સુખ અનુભવાય છે, પરન્તુ જ્યારે પ્રેમની શુદ્ધતાની મર્યાદવાટિકામાં, મલીન છોડનું બીજ પડે છે, ત્યારે અનેક આપત્તિ નડે છે.

શુદ્ધ પ્રેમી સરલા, પતિના ગયા પછી અનંત કષ્ટને ભોગવવા લાગી. સ્વામિની હાજરીમાં જે કષ્ટ, જરાપણ આઘાત આપતું ન હતું તે કષ્ટ સ્વામિની ગેરહાજરીમાં શરીરને બાળવા લાગ્યું અને થોડા દિવસમાં તો તે હાડપિંજર જેવી બની ગઇ.

જ્યારે દુઃખનો કીડો તેનું કોમળ કલેજું કોરી નાંખતો ત્યારે તેના મ્હોંમાંથી સ્વાભાવિકજ ઉદ્ગાર નિકળી પડતા.

" અરેરે ! મેં એમને કેમ જવા દીધા ? એમની સાથે રહેવાથી હું ભુખે રહીને દિવસો વિતાવત, આ કષ્ટથી,—આ વિરહ યંત્રણાથી— અનેકગાણું ઉત્તમ જણાત. સ્વાર્થવશ થઇ મેં એમને જવા દીધા એ ઘણું ખરાબ કર્યું છે. શ્રી સીતાદેવીની માફક હું તેમની સાથે કેમ ન ગઇ ? હાય ! હું કેવી કઠિન હૃદયની છું ! કેવળ મારા માટેજ એ દુઃખ સહન કરશે, મારા લીધે જ એ દેશ-પરદેશ આથડશે અને હું ઘેર રહીને સુખ ભોગવીશ ! ધિક્કાર છે ! "

સરલા આ પ્રમાણે દુઃખોદ્‌ગાર કાઢી રહી હતી. ત્યાં સુશિલાએ રસોઇ તૈયાર થઇ ગયાનું જણાવ્યું.

સરલાએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. એટલે સુશિલા, સરલા પાસે આવીને બોલી:

" હવે ખાવું છે કે નહિ ? તમારા લીધે—"

સરલા: " બ્હેન સુશીલા ! હું શું ખાઉં ? મ્હને કંઇજ ભાવતું નથી. અને ભુખ નથી. તું જમી લે. "

સુશિ: " જે ભાવે તે જમજો. પણ—"

સરલા: " બ્હેન ! કૃષ્ણ આવ્યો છે ? "

સુશિ: " તે જમવા બેઠો છે. "

સરલા " તું તેની સાથે બેસીને જમી લે. હું આજે જમવાની નથી. મને દુઃખ થાય છે. "

સુશિ: " શાથી ? "

સરલા: " ત્હારા શેઠ વિના મારૂં મગજ સુંઝાઇ રહ્યું છે. આપણે અહિં જમીએ પરંતુ પરદેશમાં કોણ જાણે એમની શું સ્થીતિ હશે ? તારા આપેલા દશ રૂપિઆ તો ક્યારનાયે ખલાસ થઇ ગયા હશે. એમની પાસે એક પાઇ પણ નહિ હોય અને શું

ખાશે? હજી સુધી કંઇ નોકરી મળી હોય એમ લાગતું નથી; કારણકે તેવો પત્ર આવ્યો નથી. સુશિલા! કહે હું શી રીતે જમવા બેસી શકું?"

સુશિ: "તમેજ એક સ્વામિવાળા! કોઇના સ્વામિ કાંઇ પરદેશમાં જતા હશે? ચાલો, ઉઠો, એનો સૌનો પરમેશ્વર છે."

સરલા અનિચ્છા છતાં, સુશિલાના અત્યાગ્રહથી રસોડામાં ગઇ; અને ભાવે-કભાવે પણ થોડું ખાધું!

જમીને સુશિલા, કૃષ્ણ સારૂ એકાદ રમકડું લેવા જતી હતી, તેને જોઇને અસૂયા બોલી:

"તમારા ઘરનો માલીક બહુ વખત થયા દેખવામાં આવતો નથી, તે ક્યાં ગયો છે? કોઇના કપડા ઉધાર લેવા કે ખાતે મંડાવીને રૂપિઆ લેવા ગયો છે?"

સુશિલા: "શેઠાણી! ભગવાન્ તમારી જીંદગી ટુંકી કરે તો કંઇ ઉપાય નહિ, પરંતુ જો તમે વધારે વખત જીવશો તો તમારા વાગ્બાણોનો સારી રીતે જવાબ મળી જશે."

સુશિલાના આવા અપમાનજનક શબ્દો સાંભળીને અસુયાને ક્રોધ ચ્હડયો અને તે બોલી: "તું શું બકી ગઇ? ફરી સંભળાવ."

સુશિ: "શું સંભળાવું? સાંભળવાની ખાસ ઇચ્છા હશે તો મારો ભગવાન એક દિવસ સંભળાવશે."

અસુ: "અરે! આ સ્ત્રીની બોલી તો કોઇ સાંભળો! તું નસીબદાર કે બિપિનના પિતા અત્યારે ઘેર નથી નહિતર તારૂં ટયકીયું કાઢી નાખત, સમજી? આજ પછી મારી સામે આવો જવાબ વાળ્યો છે તો યાદ રાખજે કે તારા હાડકાં જ અંગાળી નાખીશ."

સરલા બહાર દોડી આવી અને સુશિલાને કહ્યું:

"સુશિલા ! બ્હેન, તું એની સાથે કંઇ પણ ન બોલ. તેના મનમાં જેમ આવે તેમ બોલવા દે. જે સહે તે ભારે. માટે છાનીમાની ઘરમાં આવ."

સુશિલાઃ "હું તેનું શા માટે સહું ?"

સરલાઃ "શા માટે ? આપણી પ્રતિજ્ઞા માટે! ચાલ બ્હેન, એ મ્હોટા કહેવાય, એમની સામે આપણાથી બોલાય ?" એમ કહીને સરલા, સુશિલાને ઘરમાં ખસડી ગઇ.

અસુયા એકદમ પોતાના શયનરૂમમાં આવી અને પલંગમાં પડી. તેનું આખું મોહું લાલચોળ થઇ ગયું. તેનું બદન થરથરવા લાગ્યું. તે જોરથી શ્વાસ લેવા લાગી. અને ક્રોધમાં હાથ પગ પછાડવા લાગી.

અસુયાના પછાડા સાંભળીને તેની મા તરતજ તેની પાસે આવી અને કહેવા લાગીઃ

"દીકરી! તને હજી આ સંસારની હવા લાગી નથી. તું ભોળી છે કપટથી નિરાળી છે. એટલે કંઇ ન જાણે; પણ ખ્યાલ કર કે એક દિવસ જે તારા ટાઢા ટુકડા ખાતી હતી, એક દિવસ જે તારી દાસી તરીકે કામ કરતી હતી, તારા પગના તળીયા ચાટતી હતી, તે સુશિલા તારા સામે બોલવાની હિંમત કરી શકે નહિ, પણ તે આજે જે બોલી તે પેલી સરલાની શિખવણીથી બોલી છે, સમજી? બિપિનનો બાપ ઘેર આવે તો તેને તું આ વાતથી વાકેફ કરી તેનો ઝટ બંદોબસ્ત કર નહિ તો મને તારી બહુ બીક લાગે છે."

આ વખતે ગર્વવદાસ પણ ત્યાં આવ્યો. અને બ્હેનની મુખ-મુદ્રા જોઇને ગભરાયોઃ "બ્હેન ! તમે અચાનક શું થયું ?"

અસુયા એ કંઇ ઉત્તર આપ્યો નહિ.

ગર્વઃ "બોલતી કેમ નથી, બ્હેન, શું થયું છે?"
અસૂયાઃ "બેસ, મુર્ખા! તને કહેવામાં શું ફાયદો છે?"
ગર્વઃ "કેમ? કેમ?"
અસૂયાઃ "તારામાં દૈવત હોય તો મને આટલું દુઃખ શા માટે થાય?"

ગર્વદાસ સિધા મગજનો માણસ હતો. બ્હેનની ગોળમટોળ વાતથી તે કાંઇ પણ સમજી શકયો નહિ. જ્યારથી તે બનેવીને ઘેર આવ્યો હતો, ત્યારથી તેણે સર્વ ઉપાધિને ખાડામાં નાખી દીધી હતી અને કેવળ નવી નવી ચીજો ખાવામાં અને મોજમજાહ કરવામાંજ રાત દિવસ વિતાવતો હતો. તે બ્હેનની વાત સમજી શકયો નહિ એટલે ઉંટની માફક ડોક લાંબી કરી કરીને ચોતરફ દીવાનાની માફક જોવા લાગ્યો. ગર્વદાસને આવી રીતે ડોળા ફાડીને આજુબાજુ દષ્ટિપાત કરતો જોઇને તેની માએ તેને સર્વે હકીકત કહી સંભળાવી. સાંભળતાંજ તેને બ્હેનની દયા આવી ને તે તરતજ ગર્જી ઉઠયોઃ

"મા, મ્હારી લટ્ઠ કયાં ગઈ? લાવ, જલ્દી લાવ, બસ! હું હમણાંજ જઇને તે હબામડીનું માથું ફોડી નાખું. શું મારી બ્હેનને ગાળ આપે એમ?"

આમ બોલી ગર્વ, લાકડી લઇને સરલાના ઘર તરફ સુશિલાનું માથું રંગી નાખવાના હેતુથી દોડી ગયો;

* * * *

અમૃત, અભ્યાસ કરતાં કરતાં, કોઇની સ્હાય સિવાય મહાન્ કવિઓની કૃતિની બરોબરી કરી શકે તેવી, રસની સાથે અર્થ સૂચકતા ભરેલી કવિતાઓ કરી શકતી હતી. અને ભાઇને, કલકત્તા કવિતામાંજ કાગળ લખતી હતી. બ્હેનના કવિતામય કાગળો વાંચીને ભાઇને આત્મસંતોષ થતો હતો.

રામનવમી ઉપર કરેલી શરત પ્રમાણે હેમચંદ્ર, જ્યારે ઘેર જવા તૈયાર થયો, ત્યારે બ્હેનને આપેલા વચન અનુસાર, ફુલાવરની રેશમી સાડી, અને સુવર્ણના કર્ણફૂલની એક જોડી ખરીદ કરી.

ઘેર આવીને તેણે અમૃતને બોલાવીને પ્રેમપૂર્વક કહ્યું: "બ્હેન! હું તારા પત્રનો પ્રતિઉત્તર લાવ્યો છું!"

પ્રેમપૂર્વક, બંધુના ઓવારણાં લઇને આશિર્વાદ આપતાની સાથે બ્હેને ભાઇની ભેટ લીધી.

અને અમૃતનું વદન ખીલી નિકળ્યું!

વિહારી બહારથી ઘેર આવ્યો. અમૃતે ભાઇના આવ્યાની વધામણી આપી.

વિહારી આનંદ પામ્યો. અમૃતને તેણે કહ્યું:

"બોલાવ, ભાઇને!"

અમૃતલતા, જે રૂમમાં ભાઇ હતો તે રૂમમાં ગઇ અને બોલી:

"ભાઇ! પિતાજી બોલાવે છે."

તરતજ ભાઇ-બ્હેનની સાથે પિતાની પાસે ઉપસ્થિત થયાં. અમૃત બોલી:

"જુઓ પિતાજી! હેમભાઇ મારા સારૂ આ કુકર્ણફુલ લાવ્યા."

એમ કહીને તેણીએ પિતાના હાથમાં કર્ણફુલ આપ્યાં. વિહારી. એ કર્ણફુલ જોયાં. ને કંઇ પણ ન બોલતાં આંખમાંથી અણમુલા અશ્રુમોતી ખેરવવા લાગ્યો. એ જોઇને અમૃતની આંખમાંથી અમૃતબિન્દુ-મોતી-ઝરવા લાગ્યા. અને હેમચંદ્રે પણ મસ્તક નીચું રાખીને મોતી ટપકાવવા માંડયાં:

**"શ્રીમંત નહિ, તો ભલે ગરીબ હોય; પરંતુ જેના ઘરમાં પ્રેમાશ્રુરૂપી શુદ્ધ-મોતિ ફુળે છે; તે ઘર, માટીનું જ**

આત્ર ઘર નહિ, પરંતુ ચૌદલોકની સમસ્ત શાંતિનું એક સુંદર અને દીવ્ય સ્થાન છે. કુદરતની કૃપાપ્રવાહનું મથક છે. એવા સ્થાનમાં પ્રકટ થવા સ્વર્ગના દેવો પણ સતત ચાહન રાખીને ઇશ્વરારાધન કરે છે. ”

* * * *

બીજે દિવસે અમૃતલતા ગુમ થઇ ગઇ! પિતા–પુત્રે ઘણી તપાસ કરાવી છતાં અમૃતનો પત્તો મળ્યો નહિ!

* * * *

પ્રિય વાંચક! ચન્દ્રવદન અને શ્યામસુંદરનું શું થયું? ગર્ધવદાસ લાકડી લઇને સરલાના ગૃહ તરફ દોડી ગયો તેનું પરિણામ શું આવ્યું? અમૃત જેવી અમૃતલતાને કોણ ઉપાડી ગયું? તેમ જ અસુયા અને રવિકાંતનો એક દંપતી તરીકેનો સંબંધ આગળ જતાં કેવા ભયંકર સ્વરૂપમાં ફેરવાઇ જાય છે, અને દાસી સુશીલાનો સુશિલ સ્વભાવ અમર્યાદ આપત્તિમાં પણ જેવોને તેવો જળવાઇ રહે છે કે કેમ? સરલાને કેવા દુઃખના ડુંગર નીચે કચરાવું પડે છે, તેમજ બીજા પાત્રો કેવી ઘટનામાં સંડોવાય છે, વીગેરે જાણવાની ઇચ્છા હોય તો–અને તે જાણવું જ જોઇએ–વાંચો આ વાર્ત્તાના લેખકના હાથે લખાયલી આ પછીની વાર્ત્તા.

“ ભામિનીનો ભોગ ”



# વાંચવા લાયક પુસ્તકો.

**પૈસા કેમ કમાવા?**–થોડી મુડીમાંથી લક્ષાધિપતિ કેમ થવાય તેની સંપૂર્ણ સમજણ આ પુસ્તકમાં છે. કીં. ૧–૮–૦ રૂ. આ.

નઝીર ૧–૦

કુમાર પ્રકાશ ૨–૦

સ્વામી દયાનંદ સરસ્વતિ ૨–૦

૨૦૦ વર્ષનું પંચાંગ—વ્યાપારીઓ અને ધંધાદારીઓને અતિ ઉપયોગી છે. કીં. કાચા પુંઠાના રૂ. ૩ અને પાકા પુંઠાના રૂ. ૩॥

ભારતીય સામ્રાજ્યા ૨–૮

અમૃતાનંદ ભક્તિરસથી ભરપુર આખ્યાનનો સંગ્રહ ૩–૦

મનુસ્મૃતિ ૩–૮

સાહિત્યદર્શન ૧–૧૨

સમાજ ૧–૦

પ્રભાત ૧–૮

બાદશાહી કથાકુંજ ૧–૦

## ઘર બેઠાં અંગ્રેજી શીખવાનાં પુસ્તકો.

અંગ્રેજી અભ્યાસ–ગુજરાતી ઇંગ્રેજી અને ઇંગ્રેજી ગુજરાતી વાક્યો વ્યાકરણના નિયમો, હંમેશાં વપરાતા પુષ્કળ શબ્દોનો ભંડાર, કાગળ, ચીઠ્ઠી, તારના નમુના અને બીજી અનેક બાબતો શીખવાનું સાધન કીં. ૧–૮

વિગેરે લખતાં શીખવાનું ૧–૮

અંબાબાલ સાકરલાલ કૃત મોટી ઇંગ્લીશ ઇન્ડુ ગુ. ડીક્ષનેરી ૭–૦

ધી પોકેટ ઇંગ્લીશ ઇન્ડુ ગુજરાતી ડીક્ષનેરી પૃષ્ઠ ૧૧૪૨ ૨–૮

ધી પોકેટ ગુજરાતી ઇન્ડુ ઇંગ્લીશ ડીક્ષનેરી પૃષ્ઠ ૧૨૧૮ ૨–૮

નાની ઇં. ઇન્ડુ ગુ. ડીક્ષનેરી ૧–૦

વિચાર સાગર ૫–૦

સુધરેલી સીતા ૨–૪

રાજપુત કથાકુંજ ૧–૮

શાંતિ નિકેતન ૨–૪

ગુણ લક્ષ્મિ ૧–૯

રાજા છત્રસાલ ૨–૪

અનુપકુમારી ૨–૦

સૈનીકની સુંદરી ૪–૦

શ્રીમતિ વિજયા ૨–૦

સૌંદર્ય જવાળા ભા.૧–૨ દરેક ૧–૧૨

પ્રમાદધનની પ્રભુતા ૪–૯

મોહિની ૧–૮

રણઘેલા રજપુતો ૩–૦

સુબોધ રત્નમાળા ૨–૮

ગુજરાતી ટેલીગ્રાફ બુક ૨–૮

સોસાયટીનો રિવ્યુ ૨–૮

માયાવી મોહિની ૪–૦

| પુસ્તકો | રૂ. આ. |
| --- | --- |
| કુમતું વ્હાણ | ૪-૦ |
| આસામપર હલ્લો | ૧-૪ |
| માહાત્માજીના ખાનગી પત્રો | ૦-૬ |
| પારસમણી ( પારસસંગ્રહ ) | ૩-૦ |
| રણછોડલાલનું જીવનચરિત્ર | ૩-૦ |
| સંસાર | ૧-૮ |
| આદર્શ ગૃહસ્થ ( જાપાનીસ જાસુસ ) | ૨-૪ |
| બ્રહ્મકર્મ | ૧-૪ |
| દ્વિજકર્મ | ૦-૨ |
| વેદાન્ત સમુચ્ચય | ૨-૮ |
| સદાચાર સમુચ્ચય | ૨-૮ |
| સ્તોત્ર સમુચ્ચય | ૦-૬ |
| ચરિત્ર-મણિકાન્ત મોટું | ૪-૦ |
| અમર ચરિત્ર ચાર ભાગ દરેક ભાગના | ૩-૮ |
| આપણો ધર્મ | ૪-૦ |
| રાષ્ટ્રીય ગીત | ૧-૦ |
| હિન્દ સ્વરાજ | ૦-૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦-૩ |
| સ્વદેશ ગીત | ૦-૧૨ |
| સોર્ટ સેન્ટેન્સીઝ | ૦-૪ |
| જ્ઞાન ચિંતામણી | ૨-૮ |
| જાદુઈ ફાનસ | ૦-૮ |
| સુવાસીની સરલા | ૦-૧૨ |
| કાન્તા કુમારી | ૧-૮ |
| સુગુણ સુંદરી | ૨-૮ |
| બાપાશાર | ૨-૮ |
| રામકૃષ્ણ પરમહંસ | ૪-૦ |
| વિવેકાનંદ જીવનચરિત્ર | ૩-૪ |
| દક્ષિણનો વાઘ | ૩-૦ |
| કૈલાસ માનસરોવર | ૨-૮ |
| પંચાસરનો જયશીખરી ભાગ ૧ | ૩-૦ |
| પંચાસરનો જયશીખરી ૨ જો | ૩-૦ |
| બેકનના નિબંધ | ૬-૬ |
| શારિરીક માનસિક શિક્ષણ | ૦-૬ |
| સંગ્રામ ક્ષેત્ર | ૨-૬ |
| ધર્મ બિંદુ | ૨-૦ |
| નાશીક ( પંચવટી ) યાત્રા | ૦-૧૨ |
| વિચિત્ર પ્રેમ પંખીણી | ૩-૮ |
| ગુલસાના | ૧-૮ |
| ગુલામી વેપાર ભાગ ૧ લો | ૨-૧૨ |
| ,, ,, ૨ જો | ૧-૧૨ |
| માયાનો બઝાર ભાગ ૧ લો | ૨-૮ |
| ,, ,, ૨ જો | ૨-૮ |
| સચિત્ર વિણાવેલી ભાગ ૧ લો | ૦-૧૦ |
| ,, ,, ૨ જો | ૦-૧૦ |
| સચિત્ર રાજ ફુલઆરી | ૧-૦ |
| બે ભાગ ભેગા | ૧-૪ |
| સચિત્ર સતિ દ્રૌપદી | ૦-૧૦ |
| નોવેલો ૧ લો. | ૦-૧૦ |
| ,, ,, ૨ જો | ૦-૧૦ |

# વિષનો વરસાદ.

(ચોથી) સચિત્ર આવૃત્તિ : કી. ૦-૮-૦



" આજથી તમે તમારૂં રમાડું જુદું કરો તો હું તેનું રમાડું જુદું કરૂં."
આ સાંભળીને સરલાનો તો ટેભલો જ થઈ ગયો. ( પાનું ૩૮ )